તારી વિદ્યા ઉપર, એટલો બધો શા માટે ફુલાય છે? તું પોતે અજ્ઞાન છે એવું સમજ; કારણ, પોતાને અજ્ઞાન સમજવું એ ડહાપણનું મંડાણ છે. બીજાઓના વિચારમાં તું મૂર્ખ માલમ ન પડે વાસ્તે તું તારા પોતાના વિચારમાં ડાહ્યા થવાની મૂખાંઇ કહાડી નાખ.

એક સ્વરૂપવાન સ્રીને સાદો પોશાક જેમ ઝલકાટ અને શોભા આપે છે, તેમ નમ્રતાભરેલી ચાલ ડહાપણનો એક મોટો શણગાર થઇ પડે છે. નમ્રતાવાળા માણસનું બોલવું સત્યને પ્રકાશ આપે છે અને તેના બોલવાની ખામી તેની ભૂલને ઢાંકી નાખે છે. નમ્રતાવાળું માણસ પોતાના ડહાપણ ઉપર વિશ્વાસ રાખતું નથી; તે પોતાના મિત્રની શિખામણ ઉપર લક્ષ આપે છે અને તે પોતાની સંપૂર્ણતા સહુથી છેલ્લી જુએ છે. જે પ્રમાણે હરેક વસ્તુ પડદામાં રાખ્યાથી વધારે શોભાયમાન દીસે છે, તે પ્રમાણે જેના સદ્દગુણ ઉપર નમ્રતાની છાયા પડે છે તેના સદ્દગુણ વધારે શોભા આપે છે.

પણ ગર્વીષ્ટ અને પતરાજીખોર માણસને તું જો. તે ઉંચો ભભકાદાર પોશાક પહેરે છે, તે ખુલ્લા રસ્તામાં લેહેકાતો ચાલે છે અને પોતાની નજર ચારે તરફ ઊંચી રાખે છે. તે પોતાનું માથું મિજાસ ભરેલા ડોળમાં રાખે છે. તે ગરીબ અને લાચાર લોકોની તરફ નજર કરતો નથી; કારણ તેમને તે ધિક્કારે છે. તેની આવી મગરૂરી અને મૂખાંઇ

જોઈ સારા માણુસો હસે છે. તે બીજાઓના વિચારને ધિક્કારે છે. તે પોતાનાજ વિચાર ઉપર આધાર રાખે છે અને તેથી ગુંચવણુમાં આવી પડે છે. તે પોતાની સ્તુતિ સાંભળવાને ખુશામતખોર તથા હાજીહા કરનારને પોતાની પાસે રાખે છે; પણ તેઓ તેનું સર્વ ઓકાવીને તેને ભિખ માગતો કરે છે.

---

## સંતોષ.

માનવી ! જે સર્વ શકિતમાન ઈશ્વર તારા અંતઃકરણ-ની સઘળી વાત જાણે છે, જે સર્વ શક્તિમાન ઈશ્વર તારી ઇચ્છાઓ સર્વ જુએ છે, અને જે સર્વ શકિતમાન ઈશ્વર તારા પોતાનાજ લાભને વાસ્તે તારી અરજ કબુલ રાખતો નથી, તે સર્વ શકિતમાન ઈશ્વરે આ પૃથ્વી ઉપર તારૂં વતન ઠેરવ્યું છે તે તું ભૂલી જતો ના. તથાપિ ડહાપણ ભરેલી સર્વ ઇચ્છાને માટે તથા પ્રમાણિક મહેનતને માટે હરેક કામમાં ઘણું કરીને ફતેહ મળે એવું તેણે પોતાની પરોપકાર બુદ્ધિથી ઠેરવ્યું છે તે તું યાદ રાખ. જે બેચેન-પણું તને માલમ પડે છે, જે અવદશા કે માઠી હાલત તું ભોગવે છે, તે કયા અને કેવા ઝરામાંથી નિકળે છે તેનું મૂળ તું તપાસ; એટલે તને માલમ પડશે કે તારી મૂર્ખાઇથી, તારી પોતાનીજ મગરૂરીથી અને તારા પોતાનાજ ભમતા વિચારથી તે સઘળું ઉત્પન્ન થયું છે.

તેટલા વાસ્તે તું ઈશ્વરના ઠરાવ વિષે ટકટક કે ગડબડ કરતો ના. કદાપિ એવું બોલતો ના કે, "મારી પાસે જો દોલત, અમલ અને અવકાશ હોય તો હું સુખી થાઉં." કારણ તું જાણતો નથી કે દોલતવાનને, અમલદારને અને અવકાશવાળાને કેવીં તરેહની અડચણ તથા આપદા ભોગવવી પડે છે. ગરીબ માણુસ તવંગર થવા ઇચ્છે છે, પણ તવંગરને કેટલી ફિકર ચિંતા અને કેટલી જંજાળ હોય છે તે જોઇ શકતો નથી. ગરીબ માણુસ અમલદાર થવાની આતુરતા રાખે છે, પણ અમલવાળા માણુસોની ગુંચવણ તથા મુશ્કેલી તે વિચારી શકતો નથી. ગરીબ માણુસ અવકાશનો કંટાળો સમજતો નથી તેથી તે પોતાની ગરીબ સ્થિતિ જોઇ બળીને રાખ થઇ જાય છે.

પણ હરકોઈ માણુસના બહારથી દેખતા સુખથી ભુલાવો ખાઇને તું તેની અદેખાઇ કરતો ના, કારણ તેના અંતઃકરણની દિલગીરી તું જાણતો નથી. થોડાથી સંતોષ પામવો એ મોટું ડહાપણ છે. જે માણુસ દોલતમાં વધારો કરે છે તે માણુસ ફિકર ચિંતા પણ વધારે છે. પણ એક સંતોષવાળું મન એ ખરો અને છુપો ખજાનો છે, અને તે ખજાનો અસંતોષી માણુસ જોઈ શકતો નથી.

નમ્રતા, પરોપકારબુદ્ધિ, પહરેજગારી અને નીતિ એ ગુણો જો તું હાંસલ કરીશ અને દોલતની દરકાર કરીશ

નહીં, તો દોલતની તાકાત નથી કે તને દુઃખીઓ કરે. આ વાત તો તારે ખાતરીથી અને ચોકસ જાણવાની જરૂર છે કે સુખનું ખરૂં અને નિર્મળ પ્યાલું ઈશ્વરે આ જગતમાં કોઈ પણ મનુષ્યને આપ્યું નથી. સદ્દગુણ એ સરતના ઘોડાની પેઠે છે. એ ઘોડા ઉપર બેસીને સરત દોડાવવાને આ દુનિયામાં ઈશ્વરે સર્વ મનુષ્યને ઉત્પન્ન કર્યા છે. એ સરતનો ઘોડો જઈ પહોંચવાની જગા "સુખ" છે અને .તે જગા ઉપર આખો રસ્તો ફરી વળ્યા શિવાય તથા બીજી દુનિયાનું અવિચળપણું હાંસલ કીધા શિવાય કદી જઇ પહોંચાતું નથી.

---

## ઉદ્યોગ.

જે દિવસ ગયા તે તો સર્વદા ગયા અને જે દિવસ આવવાના છે તે ઉપર મુદ્દલ ભરોસો નથી; વાસ્તે હે માનવી! જે વખત તારો વ્યર્થ ગયો હોય તેની ચિંતા કે દિલગીરી કર્યા વગર અને જે વખત આવવાનો છે તે ઉપર ઘણો આધાર રાખ્યા વગર, તું તારા ચાલતા વખતનો રૂડો ઉપયોગ કર. ચાલતો વખત એ તારો વખત છે; હવે પછીનો વખત ભવિષ્યના ગર્ભમાં છે. તું જાણતો નથી કે તે ગર્ભમાંથી શું નિકળશે. વાસ્તે જે કાંઈ કરવાનો તું વિચાર કરતો હોય તે જલદીથી કર, અને જે કાંઈ સવારે થઈ શકતું હોય તે સાંજ ઉપર ન રાખ.

આળસ એ દુઃખ અને તંગીનો પિતા છે. પ્રમાણિક ઉદ્યોગથી સુખ અને વૈભવ ઉત્પન્ન થાય છે. ઉદ્યોગનો હાથ તંગીને નસાડે છે. ઉદ્યોગી માણસના સાથી સુખ અને વભવ છે. જે પુરૂષ દોલત મેળવે છે, જે પુરૂષ મોટી પદવીએ ચડે છે, જે પુરૂષ આબરૂ અને માનથી ભરપુર છે, જે પુરૂષની સ્તુતિ સર્વ લોક કરે છે, જે પુરૂષ રાજદરબારમાં બેસે છે, તે પુરૂષ કેવો ઉદ્યોગી અને ચપળ છે તે તું તપાસ. તે પુરૂષ આળસને પોતાના ઘરમાંથી વેગળું રાખે છે અને આળસુને પોતાનો કટ્ટો શત્રુ કરી લેખે છે.

ઉદ્યોગી પુરૂષ સવારના જલદીથી ઉઠે છે અને મોડો સુવે છે. તે વિચારથી પોતાના મનને, અને મહેનતથી પોતાના તનને, કસરત આપીને સુખાકારી સ્થિતિમાં રાખે છે. પણ આળસુ માણસ પોતાની ઉપર પોતે જ ભારરૂપ થઇ પડે છે. દરેક ઘડી અને દરેક પળ તેને મોટી માલમ પડે છે. તે અહીંથી તહીં તરફડીયાં મારે છે અને જાણતો નથી કે "હું શું કરૂં." તેના દિવસ વાદળના ઓળાની પેઠે જતા રહે છે અને તેની યાદગીરીની કંઇ પણ એંધાણી પાછળથી માલમ પડતી નથી. તેનું શરીર મહેનત વગર, રોગ અને દરદથી ભરેલું રહે છે. તે કામ કરવાને કોઈ કોઇ વેળાએ ઇચ્છા રાખે છે પણ તેનામાં ચાલવાની શકિત રહેતી નથી. તેનું મન આંધળું બની જાય છે. તેના વિચાર ગુંચવણમાં આવી પડે છે. તે જ્ઞાન મેળવવાની ઇચ્છા દેખાડે છે, પણ

મહેનત કરતો નથી. તે બદામનો માવો ખાવાને ઘણો જ આતુર રહે છે, પણ તેનાં છોડાં ભાંગતાં તેને આળસ થાય છે.

તેના ઘરમાં સર્વ ઠેકાણે અંધેર અને અવ્યવસ્થા માલમ પડે છે. તેના ચાકરો ઉડાઉ અને મસ્તીખોર હોય છે. તે નિત્ય ખરાબીના પંઝામાં વધારે અને વધારે આવતો જાય છે. તે પોતાની આંખે જુએ છે અને કાને સાંભળે છે; તે પોતાનું માથું હલાવે છે અને મોટી મોટી ઉમેદો બાંધે છે; પણ તેનામાં નિયમ અને નિશ્ચય હોતાં નથી. વંટોળીઆ પવનની પેઠે ખરાબીનું વાદળ તેની ચારેગમ આવીને વીંટાઈ જાય છે અને આખર તે શરમ તથા દિલગીરીમાં પડી આ દુનિયા છોડી ચાલતો થાય છે.

---

## વિચાર.

માનવી! તું તારા મનને પુછ અને વિચાર કર કે આ પૃથ્વી ઉપર તું શામાટે પેદા થયો છે? તારી શક્તિ વિષે વિચાર કર, તારી જરૂરીયાતો વિષે વિચાર કર, અને અન્ય મનુષ્યની સાથે તારા સંબંધ વિષે વિચાર કર. એથી તને તારી હયાતીનો ધર્મ માલમ પડશે અને તે પ્રમાણે ચાલવાને બની આવશે. તું જે કાંઈ કરે અથવા બોલે તેની અગાઉ સારી રીતે વિચાર કરજે, અને જે દરેક પગલું ભરવાને તું તૈયાર થયો હોય તેની દરેક ગતિ અને તેનું દરેક વલણ

તપાસજે. એમ કીધાથી તને કદી ખોટું લાગશે નહીં, કદી પશ્ચાત્તાપ કરવો પડશે નહીં તથા કદી દિલગીરી ઉત્પન્ન થશે નહીં.

વિચાર વગરનો માણસ પોતાની જીભની લગામ પોતાના હાથમાં રાખી શકતો નથી. તે જેમ મનમાં આવે છે તેમ બકે છે અને પોતાના બોલવાની મૂર્ખાઈમાં પોતેજ ફસી પડે છે. જે પ્રમાણે એક માણસ ઉતાવળમાં મોટો ઠેકડો મારે છે અને બીજી ગમ મોટો ખાડો જોયા વિના તેમાં એકદમ પછડાઇ મરે છે, તેજ પ્રમાણે હરેક માણસ હરેક વાતનું સારૂં નઠારૂં પરિણામ તપાસ્યા વગર કામ કરે છે તો તેમાં તે ફસી પડે છે. માટે હે માનવી! તું વિચારનો સાદ લક્ષ દઇને સાંભળ. વિચારનું બોલવું એ ડહાપણનું બોલવું છે. વિચારનો રસ્તો સદા સત્યના રસ્તા ઉપર પહોંચાડે છે. વાસ્તે હરકાંઈ બોલવા અગાઉ અથવા હરેક કામ કરતા પહેલાં તું સારી રીતે વિચાર કર.

---

## ઉમેદ.

માનવી! જો કીર્તિ મેળવવા માટે તારા જીવને ઉમેદ થતી હોય અને સ્તુતિ સાંભળવાથી તારા કાનને આનંદ થતો હોય, તો જે માટીમાંથી તું ઉત્પન્ન થયો છે તેમાંથી ઉભો થા અને જે કાંઇ કામ સ્તુતિપાત્ર હોય તે કરવાને તજવીજ

કર. જે વડના મોટા ઝાડની ડાળો રસ્તામાં ચોમેર પથરાઈ ગયેલી માલમ પડે છે તે વડનું ઝાડ એક વેળાએ જમીન ઉપર એક નાના રોપા જેવડું હતું. તારો ધંધો ગમે તેવો હોય પણ તેમાં નિત્ય સાવધ રહેવાની તું તજવીજ કર. કાંઈપણ રૂડું કામ કરવામાં તું બીજા કોઈને તારાથી આગળ જવા દેતો નહીં. બીજાઓના સારા ગુણ જોઈને તું અદેખાઈ કરતો નહીં; પણ તારા પોતાના ગુણમાં સુધારો કર.

તારા હરીફ અથવા બરોબરિયાને તોડી પાડવાના સર્વ અપ્રમાણિક અને ગેરવાજબી ઉપાયોનો તું ત્યાગ કર. તેનાથી ચઢીયાતો થવાને તું સદા યોગ્ય અને રૂડા ઉપાય કામે લગાડ. કદાચ તેમાં તું ફતેહ નહીં મેળવે તો પણ મોટાઈ મેળવવાની તારી યોગ્ય અને રૂડી મહેનતને માન મળ્યા વિના રહેશે નહીં. પ્રમાણિક ઉમેદથી માણસનો આત્મા ઘણો જ પ્રફુલ્લ અને આનંદી રહે છે. સ્તુતિ મેળવવાની હોંશમાં તે દોડે છે અને સરતના સ્વારની પેઠે તે ઘણો ખુશી થાય છે. મોટી મોટી અડચણો તથા હરકતો છતાં નારિયેળના ઝાડની પેઠે મોટી પદવી ઉપર તે વધતો જાય છે, અને આકાશના ગરૂડ પક્ષીની પેઠે ઊંચે ચડતો માલમ પડે છે. નામીચા પુરૂષોના ઉત્તમ ગુણ તેની આંખ આગળ સદા રહે છે અને તેવા ગુણ મેળવવાની તે પોતે મહેનત કરે છે.

ઉમેદવાળું માણુસ, મહાન આશાઓવાળું માણુસ મોટી મોટી યુક્તિઓ કામે લગાડે છે. તે યુક્તિઓ પાર પડે છે ત્યારે તેને અત આનંદ ઉપજે છે. તેનું નામ આ દુનિયામાં લાંબી મુદ્દત સુધી કાયમ રહે છે, પણ અદેખા માણુસનું દિલ એક ઝેરી સાપના જેવું છે. તેના મોંમાંથી ઝેરી શ્વાસ નિકળે છે અને પોતાના પાડોશીની ચડતી દશા જોઇને તે ઘણો જ બેચેન અને નાખુશ થઇ પડે છે. તે પોતાના ઘરમાં બેસીને છાતી કુટે છે અને બીજાનું કંઈ પણ સારૂં થાય છે તો તેનું દિલ બળીને ખાખ થઈ જાય છે. તેનું દિલ અદેખાઇ અને ઈર્ષાથી ભરેલું છે; તેને કોઈ દિવસે અને કોઇ વખતે ચેન પડતું નથી. સદ્‌ગુણ ઉપર તેની પ્રીતિ મુદલ લાગતી નથી. તે એવું જ ઇચ્છે છે કે "મારો પાડોસી મારા જ જેવો અભાગ્યો રહે તો સારૂં." જેઓ તેનાથી સરસાઈ કરે છે, તેઓને તોડી પાડવાને તે અતિશય મહેનત લે છે અને તેઓની ચાલચલણ વિષે લોકોમાં ખોટા વિચારો ઉત્પન્ન કરે છે. પોતાના હરીફોને નુકસાન કરવાની સર્વ યુક્તિઓ ગોઠવી સજ્જનોના ધિક્કારને પાત્ર થઈ પડે છે, અને એક કરોળીયાની પેઠે પોતાની જાળમાં પોતે જ ફસે છે.



## ડહાપણ.

માનવી ! તું ડહાપણની વાત સાંભળ. તું ડહાપણના ઉપદેશ ઉપર લક્ષ પહોંચાડ. ડહાપણનો સંગ્રહ તારા મનમાં કર. ડહાપણનાં વચનથી કોઈ અજાણ્યો નથી. ડહાપણ ઉપર સર્વ સદ્ગુણ આધાર રાખે છે. ડહાપણ માણસના જીવતરનો રખેવાળ અને સંભાળ લેનાર છે. હે મનુષ્ય ! તું તારી જીભ ઉપર લગામ રાખ, તું તારા હોઠ ઉપર ચોકી પહેરો રાખ, નહીં તો તારા બોલવાથી તારી પોતાની ખરાબી થશે.

જે માણસ લંગડાને ધિક્કારે છે તેણે તપાસવું જોઇયે છે કે "હું પોતે લંગડો નથી." જે પુરૂષ બીજાની અવદશા જોઈને ખુશી થાય છે તે પુરૂષને પોતાની અવદશા કોઈ દિવસે ઘણી દિલગીરીથી જોવી પડશે. ઘણુંજ બોલવાથી પશ્ચાત્તાપ કરવો પડશે, પણ મુંગા રહ્યાથી સલામત રહેવાય છે. ટકટક અને બડબડ કરનારો માણસ મંડળીને ઉપદ્રવ કરનારો થઈ પડે છે. તેની ટકટક અને બડબડથી કાનને કંટાળો ઉપજે છે અને હરેક મિઠી વાતચીત સ્વાદ વિનાની થઇ પડે છે.

તું તારી મેળે ગર્વ કરતો નહીં કારણ કે તેથી તને ધિક્કાર હાંસલ થશે. તેમજ તું બીજા કોઇની મજાક અને મશ્કરી કરતો ના, કારણ તે જોખમ ભરેલું છે. ઘણી મશ્કરી

મિત્રાચારીને ઝેર જેવી કરી નાખે છે. જે પુરૂષ પોતાની જીભ વશ રાખી શકતો નથી તે ભારે દુઃખમાં આવી પડે છે.

તારી સ્થિતિ પ્રમાણે તું સુખ અને આરામમાં રહેવાની તજવીજ કર; પણ તારી શક્તિ ઉપરાંત થઇને ખર્ચ કરતો ના. તારી જુવાનીનું ડહાપણ તારી ઘરડી અવસ્થામાં તને ઘણું ઉપયોગી તથા અગત્યનું માલમ પડશે. તું તારાં પોતાનાં કામ ઉપર વધારે લક્ષ રાખ; અને દરબાર વિષેની ફિકર તું દરબારીઓનેજ સોંપ. તારી ગમત તને ભારે અને મોંઘી થઈ ન પડે એની તું સંભાળ રાખ, નહીં તો એ ગમતથી તું જેટલું સુખ ભોગવીશ તેટલું અથવા તેથી વધારે દુઃખ પાછળથી તારે સહન કરવું પડશે.

તારી ચડતી કળા હોય તો તું સંભાળ વગર અને ગાફલ રહેતો નહીં, અથવા ઘણી દોલત મળવાથી કરકસરનો હાથ કાપી નાખતો નહીં. જે ધણી જીવતરમાં પરિપૂર્ણ હોય ત્યારે ગમત કરે છે તેને પાછળથી પશ્ચાત્તાપ કર્યા વગર છુટકો થતો નથી. બીજાઓના અનુભવથી તું ડહાપણ શીખ અને તેઓની પડતી દશાથી તું તારી પોતાની ચાલ સુધાર. તપાસ કર્યા વગર કોઈ પણ માણસ ઉપર તું પુરો વિશ્વાસ રાખતો નહીં, તેમ છતાં વગર કારણે તેની ઉપર અવિશ્વાસ પણ રાખીશ માં; સબબ તે અપરાધ ભરેલું છે. પણ જ્યારે તને કોઇ માણસ પ્રમાણિક માલમ પડે ત્યારે તને એક મોટો

ખજાનો મળ્યો એમ સમજ, અને તેને તારા દિલમાં કોતરી રાખ તથા તેને એક અમૂલ્ય રત્ન કરી સમજ.

સ્વાર્થી માણુસનો આભાર તું કદી લઈશ માં; એથી તું ફસી પડીશ, અને તેના ઉપકારમાંથી તું કદી છુટો થઈ શકીશ નહીં. જે વસ્તુની તને કાલે જરૂર પડે તે વસ્તુ આજે વાપરીશ નહીં, તથાપિ સાવચેતીથી અથવા સંભાળથી કંઇ પણ નુકસાનનો અટકાવ થઇ શકે તો તેમ કરવાને તું ચુકતો નહીં. ડહાપણુથી ચોકસ અને જરૂર ફત્તેહ મળશે એવી આશા રાખતો નહીં, કારણુ રાતમાં શું બીના બનશે તે વિષે દિવસે માલમ પડતું નથી. મૂર્ખ માણુસ સદા કમ-નસીબ રહેતો નથી અને ડાહ્યો માણુસ સદા ફતેહ મેળવતો નથી. તથાપિ આટલી વાત ખરી છે કે કોઈ પણુ મૂર્ખ માણુસે પુરેપુરો વૈભવ ભોગવ્યો નથી અને કોઇ પણુ ડાહ્યો માણુસ બિલકુલ વૈભવ વગરનો રહ્યો નથી.

——:o:——

## હિંમત.

આ પૃથ્વી ઉપર અવતાર લેનાર હરેક માણુસને કપાળે થોડું ઘણું દુઃખ દરદ અને કમનસીબી તો ચોંટેલી હોય છે તથા થોડી ઘણી આપદા, પિડા અને વિપત્તિ વળગેલી છે. તેટલા માટે રે દુઃખ અને સંકટના સહાર્યાચી માનવી ! વગર ઢિલે તારા મનને હિંમતથી અને ધીરજથી જોરાવર કર; જેથી કરીને

માણુસ જાતને કપાળે થોડું ઘણું દુઃખ વળગેલું છે તે સહન કરવાનું ધીરજથી બની શકે. જે પ્રમાણે ઉજ્જડ રેતીના મેદાનમાં એક ઊંટ મહેનત, તાપ, ભુખ અને તરસ સહન કરે છે, તે પ્રમાણે માણુસ જાતની હિંમત સર્વ સંકટોમાં-થી તેનું રક્ષણ કરે છે.

મોટા કુળનું બાળક દોલતની અદેખાઈ કરતું નથી અને તેના આત્માની મોટાઇ જતી રહેતી નથી. સુખના હસતાં મોં ઉપર તેણે પોતાનો આધાર રાખ્યો હોતો નથી, તેથી તે દુઃખની વેળાએ દબાઈ જતો નથી. સમુદ્રના ખડકની પેઠે તે મજબુત ઉભો રહે છે અને મોજાના મારથી તે કંટાળો ખાતો નથી. એક ટેકરી ઉપર તે પોતાનું માથું ઉંચું રાખે છે અને દોલતનાં તીર તેના પગ આગળ આવી પડે છે. સંકટની વેળાએ તેના દિલની હિંમત તેનું રક્ષણ કરે છે અને તેના મનનું સાવધપણું હરેક દુઃખમાંથી તેને મોકળો રાખે છે. લડાઈમાં જનાર માણુસની પેઠે તે આ સંસારના દુઃખની સામે લડાઇ કરી જાણે છે અને પોતાના હાથમાં ફત્તેહ મેળવીને પાછો ફરે છે. વિપત્તિના દબાણમાં તેની ધીરજ દુઃખનો બોજો ઓછો કરી નાખે છે અને તેની હિંમત તે બોજાને એકદમ તોડી પાડે છે.

પણ એક હિચકારા માણુસનો બિકણ સ્વભાવ તેને માઠી હાલતમાં નાખે છે. ગરીબાઇ તળે દબાઇ ગયાથી તે

એકદમ નાહિંમત થઈ પડે છે અને અપમાન મળ્યાથી તેને બેહદ દુઃખ હાંસલ થાય છે. જે પ્રમાણે એક હલકું પીંછું પવનની ઝીણી ફુંકથી ઉડે છે તે પ્રમાણે દુઃખનો ઓળો તેની નજરે પડ્યાથી તેના હોસકોસ ઉડી જાય છે. સંકટના વખતમાં તે આકળો વાકળો થઈ ગભરાઇ જાય છે. વિપત્તિના દિવસમાં તે નાહિંમત થાય છે અને નાઉમેદીમાં તેનું દિલ છેક જ ભાંગી પડે છે.

---

## ક્રોધ.

જેમ વંટોળિયો મોટાં ઝાડોને ઉખેડી નાખે છે, જગતના રમણીય દેખાવને બદસુરત અને બેડોળ કરી નાખે છે; જેમ ધરતીકંપ પોતાના જોરમાં આવીને આખા શહેરોના શહેરોનો પ્રલય કરી નાખે છે; તે જ પ્રમાણે એક ક્રોધી માણસનો ક્રોધ તેની આસપાસ બધે નુકસાની અને ખરાબી ઉપજાવે છે. ક્રોધવાળા માણસને હાથે કંઈ પણ ખરાબી અને નુકસાની થવાનો ભય રહે છે. અરે માનવી! તું વિચાર કર અને તારી પોતાની નબળાઇ ભૂલી ન જા. બીજાઓના અપરાધ ક્ષમા કર, ને ક્રોધના વિકારને તું તાબે થતો ના. ક્રોધને તાબે થઇશ તો સમજ કે તું તારૂં પોતાનું ગળું કાપવાને તૈયાર થયો છે અથવા તું તારા પોતાના મિત્રનું ખૂન કરવા ઉભો થયો છે.

કંઇ પણ નજીવાં અને તુચ્છ કારણથી તને ક્રોધ

ઉપજ્યો હોય તે જો તું સહન કરીશ, તો તેં મોટું ડહાપણ કીધું એમ કહેવાશે. તું તારા દિલમાંથી ક્રોધ કહાડી નાખીશ તો તારૂં દિલ તને કદી ઠંપકો દેશે નહીં. તું જાણતો હઈશ કે ગુસ્સાવાળો આદમી પોતાની સઘળી અક્કલ ખુએ છે. જ્યારે તું સાવધપણામાં હોય ત્યારે બીજાઓના ક્રોધ ઉપરથી ઉપદેશ મેળવ.

ક્રોધના આવેશમાં આવીને તું કંઈજ કરતો ના. હાથે કરીને તું તોફાનના મોટા સાગરમાં શા વાસ્તે પડવા જાય છે? તું તારા ક્રોધને તારા કબજામાં રાખી શકતો હોય તો બહેતર છે કે તું ગુસ્સે જ થતો નહીં. સર્વ પ્રસંગે ક્રોધમાં પડવાથી તું દૂર રહે, અથવા ગુસ્સે થવાનો વખત આવે ત્યારે સાવધ રહેવાની તજવીજ કર. મૂર્ખ માણસ એકાદું ખરાબ વચન સાંભળીને ગુસ્સે થાય છે, પણ ડાહ્યો માણસ તેની મુદલ દરકાર કરતો નથી.

તું તારા મનમાં પણ ક્રોધ વસાવતો નહીં; કારણ તેથી તારા દિલમાં કાંટા ભોકાશે અને તારી સઘળી ધારણા ધળ મળશે. હરેક દુઃખનું વેર લેવાને બદલે ક્ષમા કરવા તું સદા તૈયાર રહેજે. જે પુરૂષ વેર લેવાની તક જોયા કરે છે તે પોતાની મેળે પોતાની ગરદન કાપવાનું હથિયાર શોધે છે. જે પ્રમાણે પાણી છાંટ્યાથી આગની ભભુક હોલવાઈ જાય છે તે પ્રમાણે નરમ સ્વભાવ અને નરમ શબ્દથી ક્રોધવાળા

માણુસની આગ નરમ પડે છે અને શત્રુ હોય છે તે મિત્ર થઇ જાય છે. તું વિચાર કર કે ગુસ્સે થવાજોગ કેટલી થોડી વસ્તુ છે? તું ખાતરીથી જાણુ કે જેઓ હરેક વાતમાં અને હરેક પ્રસંગે ગુસ્સે થાય છે તેઓ કાંઇજ નહીં પણ ખરા મૂર્ખ લોકો છે. ક્રોધ સર્વદા માણુસની મૂર્ખાઇ અને નબળાઇથીજ ઉત્પન્ન થાય છે. તું ખાતરીથી યાદ રાખ કે ગુસ્સે થનારને આખર પશ્ચાત્તાપ થયા વિના રહેતો જ નથી.

---

## વેર.

વેરનું મૂળ માણુસની નબળાઈ છે. વધારે નબળા અથવા બીકણુ માણુસો વધારે વેર રાખે છે. પણ અરે માનવી! તું વેર શા વાસ્તે શોધે છે? તું શા કારણુથી વેરભાવ રાખે છે? તું શું એમ સમજે છે કે વેર રાખવાથી તારૂં પોતાનું દુઃખ ઓછું થશે? ના, નહીં. કારણુ તું ખાતરીથી જાણુ કે તારૂં પોતાનું દુઃખ તેથી ઘટવાને બદલે વેર અત્યંત વધી પડે છે. જે માણુસના દિલમાં વેર છે તે માણુસનું દિલ હમેશ બેચેન અને દુઃખી માલમ પડે છે. અને જે માણુસની ઉપર વેર રાખ્યું હોય છે તે માણુસ આરામ અને વગર ફિકરથી ફરે છે.

જે પુરૂષ વેર લેવા ધારે છે તે પુરૂષ પોતાની ઉપર પડેલાં દુઃખથી ધરાયો હોય એમ દેખાતું નથી; વેરભાવ

રાખ્યાથી જે દુઃખ બીજાને ઉપજવું જોઈએ છે તે દુઃખ તને પોતાનેજ ઉપજે છે. જે પુરૂષને તું દુઃખ દેવાને ઇચ્છે છે તે પુરૂષ મુંગો મુંગો અને હસ્તો હસ્તો પોતાનું કામ કર્યો જાય છે. તે તારા દુઃખમાં ઉમેરો થયલો જોઇને વધારે ખુશી થાય છે.

વેર જ્યાં સુધી મનમાં રહે છે ત્યાં સુધી દુઃખ ઉપજ્યા કરે છે, અને વેર જ્યારે પુરૂં પડે છે ત્યારે મોટું સંકટ પેદા થાય છે. જે જગા ઉપર તું કુવાડી મારવા જાય છે તે જગા ઉપરજ કુવાડી વાગતી નથી પણ તે તારા પોતાના પગ ઉપર વાગે છે. વેરી માણુસ પોતાના શત્રુને નુકસાન કરવાનું શોધે છે પણ તેથી દુઃખ તથા સંકટનું વાદળ તેની પોતાની ઉપર આવી પડે છે તે વાત એ મૂર્ખ પોતે સમજતો નથી. વેરી માણુસની મતલબ જ્યાં સુધી હાંસલ થતી નથી ત્યાં સુધી તે ઘણો જ ઉદાસી રહે છે. જ્યારે તેની મતલબ હાંસલ થાય છે ત્યારે તેને પશ્ચાત્તાપ કરવો પડે છે.

તારા શત્રુનું મોત લાવ્યાથી તું શું એમ સમજે છે કે તારૂં દિલ સંતોષ પામશે? તારા શત્રુને મારી નાખ્યાથી તું શું એમ ધારે છે કે તને નિરાંત થશે? ના, નહીં. તેના અપરાધને માટે તું તેને દિલગીર કરવા માંગતો હોય તો તેની ઉપર નમ્રતાથી ફત્તેહ મેળવ અને તેને જીવથી બચાવ. મરણ

પામ્યા પછી તે તારી મોટાઈ અને તારૂં બળ જોઈ શકનાર નથી; અથવા તારા વેર અને ક્રોધની અસર તેને મુદ્દલ માલમ પડનાર નથી. કંઈ પણ ભૂલ વાસ્તે વેર લેવું એના જેવું સહેલું બીજું એકે નથી. પણ તે ભૂલ માટે ક્ષમા કરવી તેના જેવું કીર્તિ ભરેલું બીજું એકે નથી. માણસ ! તું મોટામાં મોટી ફત્તેહ મેળવવા ઇચ્છતો હોય તો તે ફત્તેહ તારી પોતાની જ ઉપર પ્રથમ મેળવ. તારી પોતાની ચાલ પાંસરી અને રૂડી હશે તો તો હરકોઇ માણસ તારો શત્રુ થવાને શરમાશે; અને તારા આત્માની મોટાઇ જોઇને તને દુઃખ દેવાના વિચારથી એની મેળેજ દૂર રહેશે.

---

## મોત.

મોત એ માણુસના જીવનની પરીક્ષા છે. મોતથી માણસના સારા નરસા કામની ખુબી એકદમ જણાઈ આવે છે. જે માણુસ સમજે છે કે સારી હાલતમાં મરવું એટલે શું તે માણુસ પોતાનું જીવતર ખરાબ રીતે ગુજારતો નથી. જે માણુસે પોતાની હયાતીનો છેલ્લો ભાગ પણ સારી રીતે ગુજાર્યો હોય તેનો જન્મ વ્યર્થ ગયો એમ કહેવાશે નહીં. જે સ્થિતિમાં મરવું જોઇએ તે સ્થિતિમાં મરવાને તૈયાર રહેનાર માણુસ પોતાની હયાતીના વખતનો માઠો ઉપયોગ કરતો નથી.

જે માણુસ એવું સમજે છે કે "મારે મરવું છે" તે માણુસ જીવે છે ત્યાં સુધી સંતોષથી રહે છે, અને જે માણુસ મોતને ભૂલી જાય છે તે કોઈ પણ રીતે ખુશી થતો નથી. માણુસ! જો તું ખુશીથી અને હિંમતથી મોતની ભેટ લેવા ઇચ્છતો હોય તો તારાં સર્વ માઠાં કૃત્યને તારી અગાઉ મરવા દે. જે માણુસ મરવાની અગાઉ પોતાની હયાતીનું બધું કામ કરી શકે છે અને કાંઇ પણ મુખ્ય કામ બાકી રાખતો નથી તે માણુસને ખરેખર સુખી સમજવો.

તું મોતથી ડરીને નાસવા ભાગવાની તજવીજ કરીશ માં; કારણ તેથી તારી પોતાની નબળાઇ માલમ પડી આવશે. તું મોતની ધાસ્તી રાખતો ના; કારણ તું જાણુતો નથી કે મોત એ શું છે. તું ખાતરીથી એટલું તો જાણુજે કે મોતથી તારી સઘળી દિલગીરી અને તારી બધી ફિકરનો છેડો આવશે. આટલી વાત ખાતરીથી જાણુવી ને યાદ રાખવી જરૂરની છે કે વધારે લાંબા આયુષ્યથી માણુસ વધારે સુખી થતું નથી; પણ દુનિયાની મહોબતમાં અને સંસારની જાળમાં તે વધારે લપટાય છે.

---

## સ્ત્રી.

અરે પ્રીતિ ભરેલી છોકરી! તું ડહાપણુની વાત લક્ષ દઇને સાંભળ અને સત્યના નિયમને તારા હૈયામાં રાખ; એથી

કરીને તારા મનનું સૌંદર્ય તારા ખુબસુરત અને સુંદર ચહેરાને વધારે શોભા આપશે, અને એક ગુલાબના ફુલની પેઠે તારી બહારની ખુબસુરતી કરમાઇ જશે તોપણ મનની મિઠી સુગંધ કદી જતી રહેશે નહીં.

તારી જુવાનીના બહારમાં અને તારા ખિલતા વખતમાં, જ્યારે માણુસ તની જાનજર તારી સામે ખુશીથી દોરાય ત્યારે હે અબળ નારી! તું સાવધપણેથી તેનાં વચન સાંભળ, તારૂં દિલ મજબુત રાખ, અને તેમના નરમ અને મિઠા બોલવા ઉપર ભુલાવો ન ખાતી. તું યાદ રાખજે કે ઈશ્વરે તને પુરૂશનાં સુખ દુઃખમાં ભાગ લેવાને ઉત્પન્ન કરી છે અને માત્ર તેના કામરૂપી વિકારને વશ થવાને ઉત્પન્ન કરી નથી. તું માત્ર તેની કામરૂપી ઇચ્છા પુરી પાડવાને પેદા થઇ નથી, પણ સંસારના જંજાળ ભરેલા ખટલામાં તેને મદદ કરવાને, તારા નરમ સ્વભાવથી તેને વિશ્રાંતી આપવાને તથા તેની આપદા અને ફિકર ઓછી કરવાને ઈશ્વરે તને પેદા કીધી છે.

જે સ્ત્રી માણુસનું દિલ રીઝવે છે, જે સ્ત્રી પોતાના પ્યારમાં માણુસને લપેટે છે, તે સ્ત્રી કેવી છે તે જો. તે સ્ત્રી કેવી નરમાસથી ચાલે છે, કેવી મીઠી અને મધુર વાણી બોલે છે; કેવી ભલા અને કપટ વગરની છે! તે આળસુ બેસી રહેતી નથી અને બહાર અહીંથી તહીં ભટકીને ખુશી

થતી નથી. તે પોતાનાં વસ્ત્ર સ્વચ્છ અને નિર્મળ રાખે છે. ખાવા પીવામાં તે મિતાહાર અને પરેજી પાળે છે. નમ્ર ને રૂડા સ્વભાવથી તે પોતાનું મ્હોડું હસતું અને પ્યાર ભરેલું રાખે છે. તેના જીભ મિઠા વચનથી અને મધુર વાણીથી ભરેલી હોય છે, અને તેના હોઠ ઉપરથી મિઠાં ફળ અને સુગંધી ફુલો ખરે છે. તે પોતાના સ્વામીની સર્વ યોગ્ય આજ્ઞાને તાબે થાય છે અને પોતાનો સઘળો વખત સુખભોગમાં અને સલાહસંપમાં કહાડે છે. હરેક કામમાં તે પોતાનાં ડહાપણનો ઉપયોગ કરે છે અને પોતાના સર્વ કામકાજમાં પ્રમાણિક અને સદ્ગુણી રહેવાની તજવીજ કરે છે તેનું દિલ સદ્ગુણથી ભરેલું છે અને તેનાં અંતઃકરણમાંથી પ્રીતિનો ઝરો સદા વહે છે.

જે માણસને એવી સ્ત્રી મળે છે તે માણસનું જીવતર સુખી જાણવું; જે પુત્રને એવી માતા મળે છે તે પુત્રને મોટો ભાગ્યવાન સમજવો. તે સ્ત્રી હમેશાં પરોઢીઆમાં ઉઠે છે, પોતાના ઘરનાં સર્વ કામકાજ વિષે વિચાર કરે છે અને હરેક કામ સારૂં અને પુરૂં કરવાની ગણતરી રાખે છે. પોતાના કુટુંબની સંભાળ લેવામાં તેને ભારે ખુશી ઉપજે છે. પોતાના કુટુંબનું સુખ વધારવાને તેને સહુથી વધારે કાળજી રહે છે. થોડા ખર્ચે તેનું ઘર સુંદર અને રાચરચીલાથી ભરેલું દેખાય છે. તે પોતાનાં બચ્ચાંઓને વારેઘડીએ રૂડા બોધ

અથવા ઉપદેશ કરે છે. તે પોતાની રૂડી ચાલથી પોતાનાં છોકરાંઓની ચાલ સુધારે છે. સુખના વખતમાં તે ફુલાઈ જતી નથી, તેમજ દુઃખના વખતમાં પોતાના કુટુંબીના જખમી થયેલા દિલને સંતોષ અને ધિરજ આપે છે. તેની રૂડી સમજથી અને મધુરી વાણીથી તેના સ્વામીની આપદા અને ફિકર ઓછી થાય છે. જે પુરૂશે પોતાને વાસ્તે એવી સ્ત્રી પસંદ કરી હોય તે પુરૂશને ખચીત સુખી સમજવો, અને જે પુત્રે એવી માતાને પેટે અવતાર લીધો હોય તે પુત્રને ખચીત ભાગ્યવાન્ ગણવો.

---

## ભરથાર.

સૃષ્ટીના નિયમને માન આપવાને હે માનવી! તું સુખે તારૂં લગ્ન કર. મનુષ્ય જાતની મંડળીમાં એક યોગ્ય ગૃહસ્થ માફક વર્તવાને તું સુખે કોઇ સ્ત્રી સાથે પરણ; પણ તપાસ રાખજે અને આંખ મિંચીને લગ્ન કરતો નહીં. કારણ, તું જેમ ધિરજથી ગુણવાન સ્ત્રીને પસંદ કરીશ તેમ તારા સુખનો વધારો થશે. જે સ્ત્રી પોતાનો ઘણો વખત આભૂષણ તથા વસ્ત્ર પહેરવામાં કા'ડતી હોય, જે સ્ત્રી પોતાના સુંદર ચહેરા ઉપર મોહિત થઇ જઇને પોતાનાં વખાણથી ખુશી થતી હોય, જે સ્ત્રી મોટેથી હસતી હોય અને મોટેથી બૂમ બરાડા પાડીને બોલતી હોય, જે સ્ત્રીનો પગ પોતાના બાપના

ઘરમાં રહી શકતો નહીં હોય, જે સ્ત્રીની નજર પરાયા લોકોનાં મ્હોડાં તરફ દોડતી હોય, તે સ્ત્રી ચંદ્રના જેવી રૂપાળી હોય તે છતાં પણ તું તેની સાથે લગ્ન કરતો નહીં, અને તેના રૂપથી તથા તેના લ્હેકાથી મોહિત થઇ જતો નહીં.

પણ જયારે નમ્ર સ્વભાવની, રૂડી ચાલની, કેળવણી પામેલી અને તારા વિચારને મળતી સ્ત્રી તું જુએ અને તેની મરજી તારી સાથે લગ્ન કરવાની હોય તો તેની સાથે લગ્ન કરવાને તું ચુકતો નહીં. તેવી સ્ત્રી તારી મિત્રાચારી કરવાને, તારા ઘરનો કારભાર ચલાવવાને અને તારી વ્હાલી સ્ત્રી થવાને પુરી રીતે લાયક છે એમ તું જાણજે. એવી સ્ત્રી જો મળે તો એવું સમજ કે ઈશ્વરે તને એક સહુથી મોટી ભેટ કરી છે. વાસ્તે તેને સુખી રાખવાને તું તજવીજ કર. તું તેની ઉપર એવી પ્રીતિ રાખ કે તારૂં અને તેનું દિલ એકજ થઇ જાય. તે તારા ઘરની ધણિયાણી છે વાસ્તે તું તેને માન આપ કે તારા ચાકર તેના હુકમમાં રહે. કંઈપણ કારણ વગર તેની ઇચ્છાની સામે તું થતો નહીં. તે તારા દુઃખની ભાગિયણ છે વાસ્તે તારા સુખની પણ તેને ભાગિયણ કર.

તે કંઈ પણ ભૂલ કરે તો તેને તું નરમ સ્વભાવથી ઠપકો આપ. જોર જુલમથી તું તેને તારા હુકમને તાબે કરીશ માં. સ્ત્રી લેખે તેં તેનો હાથ પકડયો છે વાસ્તે તેની

સાથે ગૃહસ્થાશ્રમ ભોગવવામાં તું પવિત્ર રહેજે; કારણુ તે તારા છોકરાની માતા છે. જ્યારે મંદવાડથી અથવા હરેક દુઃખથી તે કષ્ટાતી હોય ત્યારે નરમ અને મિઠી વાણીથી તું તેને વિશ્રાંતિ આપ. તેના દુઃખથી દિલગીર થઇને તેની સામે પ્યાર ભરેલી નજરથી તું જોઇશ તો તેના દુઃખમાં અને તેની દિલગીરીમાં ઘટાડો થશે.

---

## પિતા.

તું તારાં છોકરાંઓનો પિતા છે વાસ્તે વિચાર કર કે પિતા લેખે તારો શો ધર્મ છે. જે બાળકને તેં જન્મ આપ્યો છે તે બાળકનું પાલન પોષણુ કરવાની તારી પહેલી અને મુખ્ય ફરજ છે. તારૂં બચ્ચું તને સુખ અથવા દુઃખ આપશે, તારા કુટુંબનું નામ વધારશે અથવા ઘટાડશે તેનો બધો આધાર તારા ઉપર છે. તેટલા માટે તું તેને નાન્હપણુથી રૂડી કેળવણી આપ અને તેના મનને સત્યના ભંડારથી ભર. તેના મનની વલણુ કઇ તરફ દોડે છે તે તું તપાસ, ને બચપણુના વખતમાં જ તેને તું સીધા રસ્તા ઉપર મુક. તે જેમ જેમ મોટો થતો જાય, તેમ તેમ માઠી ચાલ કે માઠું વ્યસન તેને લાગુ ન પડે એ વિષે ખૂબ સંભાળ રાખ.

તારે પોતાને પેટે સંતાન પેદા થયું તે તારી પોતાની જમીન છે. અને તે જમીન ખેડવાને તું કાંઈ પણુ કસર

કરતો નહીં. તે જમીનમાં તું જેવું બી વાવીશ તેવું ફળ નિકળશે. તું તેને તારી આજ્ઞામાં રહેવાને શીખવ અને તે કદી શરમમાં પડશે નહીં. તું તેને દુનિયાના વહેવારમાં પ્રમાણિકપણું રાખવાને શીખવ અને તેને લાભ થયા વગર રહેશે નહીં. તું તેને પરોપકાર કરવાને શીખવ અને તે લોકોનો પ્યારો થયા વગર રહેશે નહીં. તું તેને મિતાહાર અથવા પરેજી રાખવાને શીખવ અને તે આરોગ્યવાન થયા વગર રહેશે નહીં.

તું તેને ડહાપણની વાત શીખવ અને તે મોટો ભાગ્યવાન થયા વગર રહેશે નહીં. તું તેને ન્યાય કરવાને તથા પ્રમાણિક રહેવાને શીખવ અને દુનિયા તેને મોટું માન આપ્યા વગર રહેશે નહીં. તું તેને ચોખું દિલ રાખવાને શીખવ અને તેને કદી પશ્ચાતાપ કરવો પડશે નહીં. તું તેને ઉદ્યોગી થવાને શીખવ કે જેથી તેને દોલત મળ્યા વગર રહેશે નહીં તું તેને બીજાઓનું ભલું કરવાને શીખવ અને તેનું મન મોટું થયા વગર રહેશે નહીં. તું તેને વિદ્યા શીખવ કે જેથી તેનો જન્મારો ઉપયોગી થયા વિના રહેશે નહીં. તું તેને ધર્મશાસ્ત્ર અને નીતિ શીખવ કે જેથી બીજી દુનિયામાં તેને સુખ મળ્યા વગર રહેશે નહીં.

## પુત્ર.

રે પુત્ર! ઈશ્વરે પેદા કીધેલા જનાવરો પાસેથી પણ તું ડહાપણ શીખ અને તેઓથી તને જે બોધ મળે છે તેનો ઉપયોગ કર. મારા પુત્ર! તું એક વગડામાં જા, ખેતરમાંના પક્ષીને જો અને તે શું કરે છે તે તપાસ. તે પોતાની પાંખ ઉપર પોતાના ઘરડા પિતાને ઉચકીને સલામત ઉતારે છે અને તેને વાસ્તે ખોરાક શોધીને તેનું પોષણ કરે છે.

જે પુત્ર પોતાનાં માતા પિતાની સેવા કરે છે તે ગુલાબના અત્તર કરતાં વધારે સુવાસિક છે. તું તારા પિતાની સેવા કર, કારણ તેણે તને જન્મ આપ્યો છે. તું તારી માતાની પણ સેવા કર, કારણ તેણે તને ઉછેરીને મોટો કર્યો છે. તું તારા પિતાના મુખનાં વચન સાંભળ, કારણ તે તારા પોતાના ભલાને વાસ્તે છે. તું તારા પિતાની શિખામણ ઉપર લક્ષ આપ, કારણ તે શિખામણ તે પોતાના પ્યાર ભરેલા દિલથી આપે છે.

તારા કલ્યાણને વાસ્તે તેણે ફિકર કરી છે અને તારા સુખને વાસ્તે તેણે મહેનત લીધી છે, માટે તું તેના ઘડપણના વખતને માન આપીને ચાલ અને તેના ધોળા વાળને માઠું ન લાગે તેવું કર. તારાં માતપિતાનાં આખર થતાં વરસોમાં તેઓને સાહ્ય થા, કે જેથી કરીને તેઓ સંતોષથી મરણ પામે અને તારા પોતાના છોકરાઓ પણ તને તેવુંજ માન આપીને તારી સેવા કરે.

---

## ભાઈ બ્હેન.

અરે ભાઈ બ્હેનો! તમે એક પિતાનાં છોકરાંઓ છો, અને એકજ માતાની છાતીએ ધાવીને મોટાં થયાં છો. તેટલા માટે તમારી પરસ્પરની પ્રીતિની ગાંઠ એક બીજા સાથે નરમ પડવાને બદલે મજબૂત થવા દો કે જેથી કરીને તમારાં માબાપના ઘરમાં કલેશ કંકાસ ઉત્પન્ન ન થાય અને સલાહસંપ તથા પ્યાર ભરેલો દેખાવ નિત્ય જોવામાં આવે.

અને જ્યારે તમારાં માતપિતા તમારાથી છુટાં પડીને મરણ પામે ત્યારે પણ તમે ભાઈ બહેન વચ્ચેનો આ સંબંધ ભૂલી જશો માં. એક બીજા ઉપરથી પ્યાર ઉતારી નાખશો માં, અને એક લોહીથી અને એક તનથી પેદા થયેલાં ભાઈ ભાંડુઓને છોડી દઈને બહારનાં માણસોને વધારે ચાહશો માં. જો તમારા ભાઈઓ દુઃખમાં કે સંકટમાં પડયા હોય તો તેઓને તમે મદદ કરો, અને જો તમારી બ્હેનો વિપત્તિમાં પડેલી હોય તો તેઓને તમે તેમાંથી જરૂર છોડાવો.

---

## ડાહ્યો અને મૂર્ખ.

માણસ! જો ઈશ્વરે ડહાપણ આપ્યું હોય, જો ઈશ્વરે તારા મનને સત્યના પ્રકાશથી પ્રકાશિત કર્યું હોય, તો અજ્ઞાન માણસોને તેનો લાભ આપ, તથા ડાહ્યા અને અક્કલવાળા માણસોને તારા વિચારથી જાણીતા કર, કે જેથી તારા

પોતાના વિચારમાં સુધારો થાય. જે માણસમાં ખરૂં ડહાપણ છે તે પોતાના વિચારને વળગી રહેતો નથી. ડાહ્યો માણસ વારેઘડીએ વિચાર કરે છે અને પોતાની ભૂલ માલમ પડે છે તો તે કબૂલ કરવાને તથા સુધારવાને વિલંબ લગાડતો નથી. મૂર્ખ માણસ પોતાના વિચારમાં મક્કમ રહે છે અને "હું કદી ભૂલ કરતો નથી" એવી મગરૂરી રાખે છે.

મૂર્ખ માણસ પોતાનું બોલવું સર્વ વાતમાં ખરૂં જ માને છે. બીજાઓનું બોલવું તે કબૂલ રાખતો નથી. તે ઘણોજ જક્કી હોય છે અને પોતાનું બોલેલું રદ કરતો નથી. તે બધી વસ્તુઓ જાણે છે પણ પોતાનું અજ્ઞાન અને પોતાની મૂર્ખાઈ જાણી શકતો નથી. ડાહ્યા માણસને યોગ્ય છે કે મૂર્ખાની હઠીલાઈ ધીરજથી સહન કરવી અને તેની મૂર્ખાઈને વાસ્તે મનમાં દિલગીરી ધરવી નહીં.

અરે માણસ! તું તારા પોતાના વિચારમાં ફુલાઈ જતો નહીં, અને તારી રૂડી સમજ વિષે ગર્વ કરતો નહીં. માણસ પોતાનાં સઘળાં જ્ઞાન છતાં આંધળો અને અજ્ઞાન છે. ડાહ્યા માણસને પોતાની નબળાઈ જલદીથી માલમ પડી આવે છે અને સીધો રસ્તો પકડવાને તે ખુશીથી તૈયાર થાય છે. પણ મૂર્ખ માણસ તો પોતાના મનમાં છાલકાં પાણીમાં ડુબકિયો મારે છે. નીચેથી પથ્થર લાવીને મોતી લાવ્યો એમ જણાવે છે અને બીજાની કીર્તિ ચોરીને ફુલાઈ જાય છે.

જે વસ્તુની કંઈજ કિંમત નથી તે વસ્તુ જાણવામાં પણ તે મોટી બડાઈ માને છે. પણ જે ઠેકાણે અજ્ઞાન થવું જોઈએ તે ઠેકાણે પોતાનાં જ્ઞાનનો સઘળો ખજાનો એકદમ દેખાડવા મંડી જાય છે. હરેક ડહાપણના કામમાં પણ તે પોતાની મૂર્ખાઈજ દેખાડે છે; અને તેની મહેનતના બદલામાં તેને શરમ અને નાઉમેદી શિવાય બીજું કંઈપણ પ્રાપ્ત થતું નથી. ડાહ્યો માણસ જ્ઞાનથી પોતાના મનને ખેડે છે; વિદ્યા હુન્નરમાં સુધારો કરવાથી તે ખુશી થાય છે. તે સુધારો દુનિયાના ઉપયોગમાં લાવ્યાથી તેને મોટી આબરૂ અને શાબાસી મળે છે. સદ્ગુણ ભર્યાં કામ કરવાને તે સર્વદા ઉલટ રાખે છે અને પોતાની હૈયાતીમાંજ સુખનો ખજાનો એકઠો કરે છે.

---

## તવંગર અને ગરીબ.

જે માણસને ઈશ્વરે પૈસાની બક્ષિસ કરી છે, અને જે માણસ પૈસાનો રૂડો ઉપયોગ કરી જાણે છે તે માણસને ખચિત મોટો સમજવો અને તેની પ્રતિષ્ઠા મોટી જાણવી. તે પોતાની દોલત તરફ મોટી ખુશીથી નજર કરે છે; કારણ તે દોલતથી તેના ભાઈ ભાન્ડુઓનું રૂડું કરવાને તેને જોગવાઈ મળે છે. ગરીબ હાલતમાં આવી પડેલાં માણસોને તે શોધી કાહાડે છે, તેઓની તંગી અને જરૂરિયાત વિષે

પુછપરછ કરે છે, અને દુનિયાને જણાવ્યા વગર તેઓને દુઃખમાંથી છુટાં કરે છે. યોગ્ય કામોને તે મદદ કરે છે અને યોગ્ય મહેનતનો બદલો વાળે છે.

દરેક સુધારાના અને દેશહિતકારી કામને તે ઉલટ અને ઉત્તેજન આપે છે. મોટાં મોટાં કામ તે ઉપાડે છે અને તેથી દેશ તવંગર અને આબાદ થાય છે. સેંકડો અને હજારો માણસોને તે રોજગારે અથવા કામધંધે લગાડે છે. નવી નવી યોજના અથવા ગોઠવણો તે કરે છે અને તેની મદદથી હુન્નરમાં સુધારો તથા વધારો થતો જાય છે. પોતાના ભોજનમાં વધારે વસ્તુ હોય છે તે પોતાની પડખેના ગરીબને આપે છે અને પોતાની દોલતથી પોતાના મનની પરોપકાર બુદ્ધિને અટકાવતો નથી.

પણ જે માણસ દોલતનો ગંજ એકઠો કરે છે અને તેનો વૈભવ પોતે એકલોજ ભોગવે છે તે માણસની દોલત ઉપર ધિક્કાર પડજો. ગરીબોનાં દુઃખ વિષે અને ઉદ્યોગીની મહેનત વિષે તેના મનમાં કંઇપણ ખ્યાલ આવતો નથી. લોકોની ઉપર જુલમ અને જબરદસ્તી ગુજારીને તે આબાદ થતો જાય છે અને તે વિષે તેને કંઇ પણ લાગતું નથી. પોતાના સગા ભાઇની ખરાબી થાય છે તોપણ તેનામાં બેચેનપણું મુદ્દલ માલમ પણ પડતું નથી. માબાપ વગરનાં છોકરાંઓનાં આંસું સાકરના મીઠા પાણીની પેઠે તે પી જાય

છે, અને ગરીબ વિધવાઓના હાય ભરેલા પોકાર અને વિલાપ તેના કાનને ખુશી ઉપજાવે છે. દોલત ઉપરની પ્રીતિ અને દોલતની લાલચથી તેનું દીલ પથ્થર જેવું કઠણ થઇ ગયું હોય છે. કોઈપણ દિલગીરી તથા દુઃખ ભરેલો દેખાવ તેના મન ઉપર અસર કરતો નથી.

પણ એવો માણસ સર્વદા ફિકર અને ધાસ્તીમાં રહે છે. તેનું મન ફિકર ચિંતા અને આપદાથી સદા ભરેલું રહે છે. બીજાઓને દુઃખમાં નાખીને, અને વિધવા તથા માબાપ વગરનાં છોકરાંઓને બૂમો પડાવીને અને રડાવીને તેણે જે પૈસા એકઠા કર્યા હોય છે તે પૈસા જાળવવાની અને તેમાં વધારો કરવાની ફિકરમાં તેનો સઘળો વખત ગુજરે છે. ગરીબ લોકોના હાય ભરેલા વિલાપથી તેનું અંતઃકરણ તેને હંમેશ દુઃખ આપે છે. આ માણસના દુઃખની સાથે ગરીબનાં દુઃખનો મુકાબલો કરીએ છીએ તો ગરીબનું દુઃખ કેટલું ઓછું માલમ પડે છે ? ગરીબ માણસોને પોતાની બધી તંગી છતાં કેટલો બધો સંતોષ મળે છે ? તે પોતાની નાન્હી ઝુંપડીમાં સલાહસંપથી રહે છે. પોતાની મહેનતથી અને પોતાના પરશેવાથી પેદા કરેલો રોટલો તેને ઘણોજ મીઠો લાગે છે. મહેનતના થાક પછી તે જે પાણી પીએ છે તે મીઠું સાકર જેવું લાગે છે. મહેનત અને રંજ ખેંચ્યા પછી તેને જેવી મીઠી ઊંઘ આવે છે તેવી ઊંઘ તવંગર માણસને તેના

મખમલના બીછાના ઉપર આવતી નથી. લોભ લાલચને તે હદની માંહે રાખે છે. તેનાં કુટુંબમાં કલેશ કંકાસ ન હોવાથી તેને જે સંતોષ અને સુખ ઉપજે છે તે તવંગરને પોતાની દોલતથી ઉપજતાં નથી. મહેનત અને કસરતથી તેની તંદુ-રસ્તી જેવી સારી હાલતમાં રહે છે તેવી તવંગરની રહેતી નથી. વાસ્તે તવંગરે પોતાની દોલત ઉપર ફુલાઈ જવું યોગ્ય નથી અને ગરીબે પોતાની ગરીબાઇને વાસ્તે છાતી કુટવી ઘટતી નથી. ઈશ્વરે પોતાના—અત્યંત પ્યારથી ડહાપણથી અને જો પ્રાપ્ત સ્થિતિમાં સંતોશ માની ભોગવી શકે તો—ગરીબ અને તવંગર બન્નેને સુખ આપ્યું છે.

---

## શેઠ અને ચાકર.

રે માણુસ ! ચાકરની હાલતમાં આવ્યાથી તું એકદમ દિલગીર થતો ના. એવી હાલત ઈશ્વરે તને આપી છે અને તેથી દુનિયાની ફિકર ચિંતાથી તું ઘણોખરો છુટો અને મોકળો છે. ચાકરની આબરૂ પ્રમાણિકપણામાં છે અને તેની મોટાઈ તેના શેઠના હુકમને તાબે થવામાં છે. તેટલા વાસ્તે તારો શેઠ તને ઠપકો આપે તે ધીરજથી સાંભળ અને સામો ઉત્તર આપતો નહીં. તારા શેઠને લાભ થાય તેવી વાતમાં તું તનમનથી મહેનત કર. તારી ઉપર તેણે જે વિશ્વાસ મુકયો છે તે વિશ્વાસને તું લાયક થા. તારી મહેનત અને

તારો વખત તારા શેઠે ખરીદ કીધો છે; વાસ્તે તું વખત અને મહેનતની ચોરી કરતો નહીં, કારણ તેના અવેજમાં તને તારા શેઠ તરફથી પૈસા મળે છે.

અગર જો તું પોતે શેઠ હોય અને તારા હાથ નીચે ચાકર હોય તો તું તેઓની ઉપર નજર રાખ. તું તેઓને પ્રમાણિક રાખવા ઇચ્છતો હોય તો તેની સાથે પ્રમાણિકપણે ચાલ. તું જો તારા સઘળા હુકમમાં તેને તાબે રાખવા ચ્હાતો હોય તો તે હુકમ તું વ્યાજબી અને જરૂરના કર. કારણ માણસ જાતનો સ્વાભાવિક ગુણ ઈશ્વરે તેનામાં પણ મૂકયો છે. જોરજુલમ અને ધમકીથી તે તારી બીક રાખશે, પણ તેથી ત્હારા ઉપર પોતાનો ખરો પ્યાર રાખશે નહીં. તું તેને ઠપકો આપે તે ઘણો નરમ શબ્દોમાં આપ અને તેની ઉપર તું હુકમ કરે તેમાં ઘટતું કારણ દેખાડ. એવું કીધાથી તારી હરેક શિખામણ તેના દિલમાં ઉતરશે અને ત્હારૂં સઘળું કામ ઘણી ખુશીથી તે બજાવશે. માત્ર નિમકહલાલીના જ વિચારથી તે ત્હારી ચાકરી પ્રમાણિકપણે કરશે અને માત્ર પ્યારના હેતુથી ત્હારો હુકમ સારી રીતે બજાવશે. તું તેનાં ઉદ્યોગ અને પ્રમાણિકપણાને વાસ્તે ઘટતો બદલો વાળવાને ચુકીશ માં.



# ભાગ ૨ જો.

## સુખ અને દુઃખ.

માણુસ જાતનાં સર્વ કામકાજ ઉપર લાંબો અને બારિક વિચાર કરતાં માલુમ પડે છે કે માણુસ ગમે તેવી સ્થિતિમાં હોય, અને ગમે તેવી પદ્ધી ભોગવતો હોય તે છતાં તેનું સુખ સમધારણ છે. મ્હોટા અને ન્હાના, માતબર અને ગરીબ, ઘણું કરીને એકજ સરખું સુખ ભોગવે છે. આપણા મનમાં વિચાર આવે છે કે જેઓ મ્હોટા અને 'બડેજાઉ' છે, જેઓ બે ઘોડાની "ખણુખણુ" કરતી ફાંકડી ગાડીમાં બેસીને ફરવા નિકળે છે તેઓ ઘણા સુખી હશે. પણ આપણે એ વિચારમાં નિશ્ચય ઠગાઈએ છીએ. માણુસને કપાળે સુખ અને દુઃખ સાથેજ અને પરસ્પર ચોંટેલા છે. ઈશ્વરે એવું કદી નિર્માણ કીધું નથી અથવા એવું કદી ધાર્યું નથી કે આ દુનિયામાં હરેક સ્થિતિ એકદમ સુખી અથવા એકદમ દુઃખી થઇ પડે.

જે લોકો પાસે દ્રવ્ય અથવા પૈસા છે, અને જેઓ બાગ બગિચામાં મોજમઝા મારતા દેખાય છે તેઓ જેમ ઘણા સુખી છે તેમ ઘણા દુઃખી પણ છે. મોટાઈથી માણુસની મગરૂરી

અને બડાઈ વધે છે તેમ તેની ફિકર ચિંતામાં અને ખારતીમાં પણ વધારો થાય છે. દોલતથી માણુસને આનંદ અને મોજમઝા પેદા થાય છે તેમજ ફિકર, ચિંતા અને લોભ લાલચ ઉત્પન્ન થતાં જાય છે. ગરીબ લોકો સાંકડી જગામાં અને તંગ સ્થિતિમાં રહે છે,તોપણ તેઓને ઈશ્વરની કૃપાથી સંતોષ મળે છે. માતબરપણાથી માણુસને એકદમ સુખ મળતું નથી; તેમજ ગરીબાઈથી તેઓની ઉપર એકદમ દુઃખ ટૂટી પડતું નથી. તેટલા માટે ઈશ્વરે જે સ્થિતિમાં આપણને મૂકયા હોય તે સ્થિતિમાં સંતોષ માનવો એ ડહાપણનું કામ છે. આપણે આપણી ઈચ્છા અને લાલચમાં મધ્યમ રહેવું ઘટે છે. આ દુનિયામાં નાશવંત, અચોક્કસ અને વગર ભરોસાનું સુખ મેળવવા કરતાં આપણું મન સુધારવું, સદ્ગુણનાં કામો કરવાં, ઈશ્વર ઉપર પૂરો ભરોસો રાખવો, અને ઈશ્વરનો ભક્તિ કરવી તેના જેવું બીજું સુખ કોઈ નથી.

## જુવાનીનો વખત.

તમારી જુવાનીનો વખત જે તમામ સુખ અને લાભને માટે ઘણો અગત્યનો છે તેને સુધારાનાં ફળોથી ઉજડ રહેવા દેશો ના. તમારી પ્રતિષ્ઠા અથવા આબરૂ તમે કરશો તેવી થશે. તમારૂં નશીબ કેટલીએક વાતે તમારા પોતાના હાથમાં છે. તમે હજુ જુવાન છો તેથી તમારો સ્વભાવ અને તમારૂં

અંતઃકરણ નરમ અને કોમળ છે. કેટલાએક ખરાબ વિચારો-થી અને માઠી ચાલચલણથી તે પથ્થર જેવું થઈ ગયું નથી. તમારી સમજ ઉપર હજુ ખોટા વિચારો અને ખોટા વહેમોએ સરદારી મેળવી નથી. તમારા ખરા પ્યારને ઉતારી પાડવાનો તથા હલકો કરી નાખવાનો, દુનિયાને હજુ વખત મળ્યો નથી. તમે મોટી ઉંમરે પ્હોંચશો તેના કરતાં હમણાં તમારી સઘળી શક્તિઓ વધારે કૌવતવાળી, સ્વતંત્ર અને વધારે નિખાલસ છે. તમારાં કામક્રોધને હાલ જે વલણ તમે આપશો તે વલણ જરૂર પકડશે, તથા તે વલણ તરફ તમારી જીંદગી પોતાનો રસ્તો પકડશે.

વિચાર કરો કે ત્યારે આ અગત્યની ઉમ્મર કેમ કામે લગાડવી, અને કેમ વાપરવી તેના વિચાર ઉપર તમારાં હવે પછીનાં સુખ અને દુઃખ ઘણો આધાર રાખે છે; અને બીજી દુનીયાનાં સુખનો નિશ્ચય એ વિચાર કરે છે. જે પ્રમાણે વરસની એક ઋતુ બીજી ઋતુ ઉપર આધાર રાખે છે તે પ્રમાણે આપણી સારી કે માઠી રીતે વાપરેલી ઉમ્મર-ની અસર હવે પછીની ઉંમર ઉપર થાય છે. સદ્‌ગુણ અને નીતિમાં ગુજરેલી ઉંમરથી ભરજુવાની પૂરી આબાદ અને ફળવંત નિપજે છે. એવી ભરજુવાની સુખ ચેનથી અને વગર હરકતથી ગુજારી શકે છે. વસંત ઋતુમાં ઝાડપાનને મ્હોર નથી આવતા તો ઉનાળામાં ખુબસુરતી માલમ પડતી

નથી, અને ચોમાસામાં ફળ થતાં નથી. તે જ પ્રમાણે જો ઉગતી જુવાનીનો વખત સુધાર્યો વગર જવા દીધો તો ભર જુવાની ધિક્કાર ભરેલી થઈ પડે છે અને ઘડપણ દુઃખ અને વિપત્તિ ભરેલું ગુજરે છે.



## પડતી દશા.

એવા ઘણા માણસો છે કે જેઓએ જુવાની અને ખુબસુરતીના દિવસો ગાળી નાખ્યા છે. જેઓએ આ દુનિયાની મોજમઝા છોડી દીધી છે, જેઓએ ઘડપણમાં પડવા માંડયું છે, જેઓએ પોતાનું આરોગ્ય, પોતાની દોલત, પોતાનાં બચ્ચાંકચ્ચાં, પોતાનાં સગાંવ્હાલાં અને પોતાના મિત્ર ખોયાં છે, એવા એવા હું કહું છું કે ઘણા પુરૂષો છે. તેવા પુરૂષોને આ દુનિયા શું સુખ તથા શું સંતોષ આપશે વારૂ ? તેવા પુરૂષોને આ દુનિયા ઉજ્જડ ને બધે અંધારૂં ઘોર માલમ પડે છે, જેમાં સુખના પ્રકાશનું એકે કિરણ પણ તેઓની નજરે પડતું નથી. લોભની ઠગાઈ ભરેલી બધી આશાનો છેડો હવે આવી રહ્યો. માણુસ જાતના અનુભવે તેને શીખવ્યું કે નવી મિત્રાચારી થાય એવું હવે રહ્યું નથી. એ અનુભવ તેને ખરો મળ્યો છે.

જુવાનીના વખતમાં જે અનુભવ માલમ પડયો હતો તે અનુભવ આગળના અનુભવથી ઘણોજ જુદો હતો. ઉદ્યાગ

કરવાનાં મૂળ કારણો એ અનુભવથી જતાં રહ્યાં. તેઓને હવે માલમ પડયું કે જેઓને માટે અમે મહેનત કીધી, જેઓને અમે ઉત્તેજન આપ્યું અને જેઓને તેમની સંસારની પિડામાં સુખનું પ્યાલું પાયું તેઓ સઘળાં એક પળવારમાં આ દુનિયા છોડીને ચાલતાં થયાં.

આવા વિચારથી માણુસનો જીવ નિરાશ થઈ જયારે દિલગીરીમાં પડે છે ત્યારે તે દિલગીરીમાંથી છુટો થવાને કોની છાતીમાં જઇને ભરાય અને કોની પાસેથી સંતોષ મેળવે? તેનો વિચાર કરવો ઘણો મુશ્કેલ નથી. આ વેળાએ સુખ અને સંતોષ મેળવવાને માણુસને પોતાનો પેદા કરનાર યાદ આવે છે. તેની સેવામાં તન મન લગાડયાથી તેને બીજી દુનિયામાં સુખ અને આરામ મળવાની ઉમેદ અને આશા બંધાય છે. જેઓમાં દયાની વૃત્તિ છે, અને જેઓ ઠોકર ખાઈ સમજ ઉપર આવ્યા છે તેઓને વિષે હું આ કહું છું, જેઓમાં મૂર્ખાઈ ભરેલું અજ્ઞાન છે તેઓ વિષે નહીં.

---

## માણુસની ભલાઇ.

સદ્ગુણ અને નીતિથી જે ઉમદા વિચાર માણુસના મનમાં ઉત્પન્ન થાય છે તેથી માણુસની ભલાઈ ખરેખર વધે છે. અમરપણાની અને નિરંતર સુખની પૂર્ણ આશાથી તમારૂં મન ભરો. આ દુનિયાની સ્થિતિ અસ્થિર ગણો, તમે કોઇ

મોટા અને મહાભારત કામમાં રોકાયલા છો, એવું વિચારો. વધારે સારી સ્થિતિએ પ્હોંચવા ઈશ્વરની આંખ આગળ કામ કરો છો એવું જાણો.

આવા ઉમદા વિચારોથી તમારૂં મન નરમ અને શિતળ થશે. ઊંચી જગા ઉપરથી પછી તમે થંડે પેટે દુનિયાની મારફાડ ઉપર નજર કરશો. જેઓ કામક્રોધમાં લપટાઇ ગયા છે તેઓ કોણ છે ? કોઇજ નહીં પણ સ્વાદમાં, મોજમઝામાં અને આનંદમાં ગરક થઈ ગયેલા મનુષ્યો છે. તેઓ દુનિયા સાથે ઘણા રાગથી વળગી રહેલા છે. તેઓ એવી સ્થિતિમાં આવ્યા છે કે પોતાને અને પોતાના પાડોસીઓને દુઃખ ઉપજાવ્યા વગર રહેતું નથી. ઈશ્વર સંબંધી વિચારો દુનિયાની મારફાડથી આપણને વેગળા રાખે છે. આવા વિચારો આપણા દિલમાં ખરી મોટાઇ તથા ભલાઈ વધારે છે.

---

## પ્રમાણિકપણું.

પ્રમાણિકપણું ઈશ્વરને પસંદ છે તેમજ સર્વ મનુષ્યને પસંદ છે. પ્રમાણિકપણાની સર્વ ઠેકાણે અને સર્વ જગાએ સ્તુતિ થાય છે. કોઇ ગમે તેવો લુચ્ચો અને અપ્રમાણિક માણસ હશે તોપણ તે પોતાના મનમાં પ્રમાણિક માણસની લાયકી તથા યોગ્યતા સમજે છે, અને જ્યારે તેને જુએ છે ત્યારે શરમાઇને પોતાના મનમાં હલકો પડે છે. હે

મનુષ્ય! તું સર્વ કામમાં અને સર્વ ધંધામાં પ્રમાણિકપણું શાખજે. તું પ્રમાણિકપણાની પડખેથી જરા પણ ખશીશ માં આ દુનિયામાં તને આડે રસ્તે લઇ જવાને બહુ લાલચો અને લોભ માલમ પડશે. પૈસાની ભૂખ અને લોભનો સાદ જયારે તારા કાનમાં આવીને કહેશે કે " કામ ધંધામાં પ્રમાણિકપણું શાખીશ તો ભૂખે મરીશ; લોકો લાખો રૂપીઆ મેળવે છે તે ઉથલ પાથલ અને કાળાં ધોળાં કીધા વગર મેળવતા નથી."

આ પ્રમાણે તને આવીને તારા કાનમાં તેઓ કહેશે, પણ એવા તકલીદી અને દુર્ગુણી વિચાર ઉપર તું લક્ષ આપતો નહીં. લાલચના ફાંદામાં નાંખવાને તને એના જેવો બારીક વખત બીજો મળવાનો નથી. તને માલમ પડે કે પ્રમાણિક રહ્યાથી પૈસાની નુકસાની થશે તોપણ નખ જેટલો પણ તું તેનાથી દૂર જતો નહીં. પૈસાની રીતે અથવા હરેક રીતે તું ગમે તેટલું ખમીશ તોપણ જો તું પ્રમાણિકપણાને વળગી રહીશ તો આગળ ચાલતાં તારો સિકકો પડી જશે અને અંતે તને ખરો લાભ જ થશે. દુનિયામાં તું જો કે શું થાય છે. લોકો પોતાનું કામ અને પોતાનું દ્રવ્ય કોને સોંપે છે? અને કોની સાથે લાખો રૂપીયાની લેવડ દેવડ અને ધિરધાર ચલાવે છે? બીજા કોઇજ સાથે નહીં પણ જેઓ પ્રમાણિક માલમ પડયાં છે તેઓ સાથે. પ્રમાણિક માણસ સર્વને વહાલો અને સર્વને પ્યારો લાગે છે. એવો કોઈપણ પ્રમાણિક માણસ આ પૃથ્વી ઉપર નહીં હશે કે જે ઈશ્વરને ગમતો નહીં હોય.

---

# દુઃખ અને દરદ.

દુઃખ અને દરદ એ બે પિતરાઈ ભાઈઓ છે. તેની સંગત કરવાથી આપણે જેમ બને તેમ વેગળા રહીએ છીએ; પરંતુ તે આપણી સંગત કરવાને ઘણીજ આતુરતા રાખે છે. જરા દાવ કે લાગ આવ્યો તો તે સહેજે આપણા સોબતી થઇ પડે છે. તેઓથી પછી વેગળા જવાની આપણે ઘણીજ મહેનત અને તજવીજ કરીએ પણ તે વ્યર્થ જાય છે. તેઓ થોડી વાર બીઇને નાસે છે, પણ પાછા લાગુ પડવા મુદ્દલ આંચકો ખાતા નથી. દુનિયામાં કોઈ એવું માણસ પેદા થયું નથી અને હશે પણ નહીં કે જેની સંગત એ બે ભાઈઓએ કીધી નહીં હોય.

એવું જ્યારે ઉઘાડું છે ત્યારે આપણે શા માટે તે ભાઈઓની ભેટ લેવાને એટલા બધા બીવું જોઈએ ? જેઓ બીએ છે તેઓ બમણા ફસી પડે છે. તેઓની સંગતથી આપણને ઘણી વેળા નુકસાન થવાને બદલે લાભ થાય છે. તેઓની સંગતથી માણસને ઈશ્વરની શક્તિ વિશે ઘણું જ્ઞાન પેદા થાય છે. તેઓની સંગતથી માણસ નીતિ અને સદ્ગુણને રસ્તે ચાલવાને શિખે છે. તેઓની સંગતથી માણસ સાવચેત થઇને ડહાપણનો રસ્તો પકડે છે. એ બે ભાઈની ભેટ લેવાને આપણામાં ખરી હિંમત હોવી જોઈએ. ખરી

હિંમત આપણા શરીરના બળથી અને ઘણા બીજાસથી પેદા થતી નથી, ખરી હિંમત આપણાં સદ્ગુણ અને સારાં આચરણથી પેદા થાય છે. જેઓમાં એ ખરી હિંમત છે તેઓ એ બે ભાઈઓની ભેટ લેવાને મુદ્દલ બિ'તા નથી. હરેક માણસ ઉપર દુઃખ કે દરદ આવી પડે ત્યારે ધિરજથી તે સહન કરવું એમાંજ ખરી હિંમત છે.

---

## " જોઈ તપાસીને ચાલ. "

આ શિખામણ ઘરડા માણસોની છે, તે ઉપર વાંચનારે ધ્યાન પહોંચાડવું જોઇએ. વાંચનાર! તું મધ્યરાત્રે ખાડા ખાબોચિયાવાળા અને ધાસ્તી ભરેલા અજાણ્યા રસ્તા ઉપર થઇને જતો હઈશ તો તું પોતે તારા જીવને કહીશ કે " જોઈ તપાસીને ચાલ; " "જયાં પગ મુકે ત્યાં જોઈ તપાસીને મૂક." વાંચનાર! દુનિયાનો રસ્તો તને કેવો લાગે છે? હું ધારૂં છું કે તે પણ તને ખાડા ખાબોચિયાવાળો, ભય ભરેલો અને અજાણ્યો લાગતો હશે. ખચિત દુનિયાનો રસ્તો એવોજ છે. તેની ચારે બાજુએ ભય શિવાય બીજું કંઇજ નથી; વાસ્તે તારે સાવધ રહેવું ઘટે છે. ઘણા પુરૂષોએ દુનિયાના રસ્તા ઉપર ઠોકર ખાધી છે અને તેમણે પોતાના પ્રાણ ખોયા છે. હજારો લોકોનાં ડાચાં ભાંગી ગયાં છે ને ઘણાંઓનાં મ્હોં રંગાઈ ગયાં છે. હજારો લોકો એ

રસ્તા ઉપર ચાલતાં લોભ લાલચની જાળમાં લપટાઇ મુવાં છે. તે વાસ્તે તું વિચાર ને આ શિખામણુ તારા હૈયામાં ગોખી રાખ, કે "જોઇ તપાસીને ચાલ." કારણુ દુનિયાનો રસ્તો ઘણો વિકટ અને સંકટ ભરેલો છે.

---

## અપરાધી માણુસનુ અંતઃકરણુ.

માણુસ! જો તું માઠાં કામો કરીને તારા ભાઈબંધોને ઠગતો હઈશ, જો તું મધ્ય રાત્રે લોકોનાં ઘર ફાડવાને જતો હઈશ, જો તું માલની અંદર દગો ફટકો અને ભેળ કરતો હઈશ, તો તારૂં અંતઃકરણુ તને કેટલું દુઃખ આપે છે તેનો વિચાર કર. તારાં માઠાં કામ લોકોને કદાચ માલમ નહીં હોય અતે દુનિયાની શિક્ષાથી તું બચી જતો હઈશ, તોપણુ તારે જાણુવું જોઈએ છે કે તારાં અંતઃકરણુથી તો તને શિક્ષા મળી ચુકી છે. તારૂં અંતઃકરણુ વારે ઘડીએ અને જ્યારે ત્યારે તને ત્હારાં માઠાં કામની યાદ આપે છે અને મરણુ પામ્યા પછી ઈશ્વરની દરબારમાં ત્હારા શા હાલ થશે તે વિષે ચેતવણી આપે છે.

ત્હારાં માઠાં કામને માટે તારૂં અંતઃકરણુ તને ડંખ્યા કરે છે. તે બરછીના માર કરતાં અને કેદખાનાની શિક્ષા કરતાં ( તું જો તપાસ કરીશ તો ) વધારે છે. ન્યાયાધીશ અપરાધીઓને શિક્ષા કરવાને કેદખાનામાં મોકલે છે, જ્યાં

ખાવા પીવા, સુવા બેસવા, અને ફરવા હરવા મળે છે. એ શિક્ષાથી તેને માત્ર દુનિયાની નામોશી લાગે છે. પણ અંતઃકરણની શિક્ષા એ કેદખાનાની શિક્ષા કરતાં કેટલી મોટી છે! માણસનું અંતઃકરણ તેના અપરાધને માટે શિક્ષા કરવાને પુરૂં શક્તિવાન છે. તે તેનો હસતો ચ્હેરો પળવારમાં ફીકો કરી નાખે છે; તેની ચળકતી આંખ ઘડીવારમાં ઝાંખી કરી નાખે છે; તેનો મોટો સાદ સહેજવારમાં નરમ પાડી નાખે છે; અને તેના સઘળા હોંશ થોડી વારમાં ઉડાડી મેલે છે. એ સઘળાં ચિહ્‌ન તેના અંતઃકરણની શિક્ષા છે.

અપરાધી માણસને જ્યારે ત્યારે અંતઃકરણ ઉંઘમાંથી ભડકાવે છે, તેને મ્હોડે તેના અપરાધ કબૂલ કરાવે છે અને તેનેજ હાથે તેની મૂર્ખાઈને માટે તમાચા મરાવે છે. વાસ્તે મારા ભાઇ! તું યાદ રાખ કે છુપા તરકટ અને છુપી દગલબાજી કર્યાથી તને જો કે સરકાર નહીં પકડે, તેમ છતાં તારૂં અંતઃકરણ તો તને પકડયા વગર રહેનાર નથી તારૂં અંતઃકરણ સરકારના કરતાં દસ ગણી વધારે શિક્ષા કરવાને શક્તિવાન છે.

આ ઉપરથી માણસ! તને ત્હારા પેદા કરનારના અપાર ડહાપણનો વિચાર સુજ પડે છે! તું બોલીશ કે ખરેખર તેણે પોતાની અપાર શક્તિથી ત્હારા દિલમાં મોટી ચોકી મૂકી છે. એ ચોકી ત્હારા દરેક ખરાબ વિચાર અને દરેક માઠા કામને જુએ છે, માટે તું તપાસીને ચાલ.

---

## "તું એટલો હરખાઇ ના જા."

માનવી! તું શું ત્હારી દોલત ઉપર, ત્હારા ખજાના ઉપર, ત્હારા બાગ બગીચા ઉપર, ત્હારા ગાડી ઘોડા ઉપર, આટલો મગન થઈને હરખાઈ જાય છે? અરે, તું એટલો હરખાતો નહીં, કારણ તેમાંનું એક પણ ત્હારી સાથે આવવાનું નથી. તે અહીંનું અહીં અને ત્યાંનું ત્યાં રહી જશે, અને તું નાગો અને ઉઘાડો, ખાલી હાથે અને ફીકે મ્હોડે આ દુનિયામાંથી ચાલતો થઈશ.

માનવી! ત્યારે શું તું ત્હારી ખુબસુરતી ઉપર, ત્હારી ચંદ્ર સરખી કાયા ઉપર, ત્હારા પરવાળા જેવા રાતા હોઠ ઉપર, પોપટ સરખા તીણા નાક ઉપર, આટલો બધો મગ્ન થઈ હરખાઈ જાય છે? ખરે, તે ઉપર પણ એટલો હરખાઈશ માં. કારણ ત્હારી ચંદ્ર સરખી કાયા અને પરવાળા જેવા હોઠ આખર બળીને ભસ્મ થશે અથવા ન્હાના કિડા અને પક્ષીઓ ત્હારા સુંદર શરીરને અને ત્હારી ચળકતી આંખને વીંખીને ખાશે.

માનવી! ત્યારે શું તું ત્હારી મગરૂરીને વાસ્તે, ત્હારી લુચ્ચાઇને વાસ્તે, લફંગાઇને વાસ્તે આટલો બધો મગ્ન થઈને હરખાઈ જાય છે? ના, ના, તેમ હરખાતો ના. કારણ એ સઘળું તને પાયમાલ કરવાનેજ ત્હારા દિલમાં એકઠું થઈને ભરાયું છે; અને એક પળવારમાં ત્હારી હયાતીને

છેડો લાવીને ત્હારા પેદા કરનારની દરબારમાં ન્યાયને વાસ્તે તને ઉભો રાખશે.

માનવી ! તારે ખુશી થઈ હરખાઇ જવું હોય તો સદ્ગુણ અને નીતિ આચર. નીતિ અને સદ્ગુણ તારા મરવાના બિછાના ઉપર પણ તને આનંદ અને સંતોષ ઉપજાવશે.

---

## અદેખાઈ.

અદેખાઈ એ માણસના દિલનો એક ખરાબ વિકાર છે. જેના દિલમાં અદેખાઈ પેઠી તેનું દિલ દુઃખી અને બળતું જાણવું. જેના દિલમાં અદેખાઈ પેઠી તે કોઇનું સારૂં જોઈ બળી જળી જશે. જેના દિલમાં અદેખાઈ પેઠી તેનું મો'ઢું દીલગીર અને ઉદાસ થશે. અદેખાઈ એવાં માણસો કરે છે કે જેઓ મતલબિયા હોય, અદેખાઈ એવાં માણસો કરે છે કે જેઓ પોતાના ભાઇબંધોનું અને પાડોશીઓનું માઠું ઇચ્છે છે. અદેખાઈ એવાં માણસો કરે છે કે જેઓમાં વેરભાવ અને પતરાજી હોય છે.

ડાકટર બ્લેર કહે છે કે અદેખાઈ ઉત્પન્ન થવાનાં બે કારણ મુખ્ય છે. એ બેઉ કારણ સાથેજ એકઠાં થાય છે. તે કારણ મગરૂરી અને આળસ સમજવાં. ઘણીવાર માંણસો એવી ચીજ મેળવવાની ઇચ્છા કરે છે કે જે ચીજ મેળવવાને તેઓ જરાપણ યોગ્ય નથી. બીજી તરફ જે ચીજ

તેઓને મળે એવી હોય છે તે ચીજ આળસથી તેઓને મળતી નથી; અને જ્યારે મળતી નથી ત્યારે તેઓમાં અદેખાઈ ઉત્પન્ન થાય છે. જેઓ મગરૂર અને આળસુ હોય છે તેઓમાંજ ઘણું કરીને અદેખાઈ માલમ પડે છે.

---

## સદ્ગુણ અને દુર્ગુણ.

સદ્ગુણ અને દુર્ગુણ સર્વ પ્રકારે એક બીજાથી ઉલટા રસ્તા પકડે છે. દુર્ગુણની શરૂઆત લલચાવે તેવી હોય છે. દુર્ગુણ વૃદ્ધિ પામવાનાં પહેલાં ડગલાં આપણને ખુશી કરે તેવાં છે. પણ એ પ્રમાણે થવા દીધું તો આપણું સુખ બુઠ્ઠા દાતરડા જેવું થઈ જશે અને આપણી ઇચ્છા ભ્રષ્ટ થઈ પડશે. બીજી ગમ જોઇશું તો સદ્ગુણની શરૂઆત ઘણી મહેનત ભરેલી છે. પણ તે ચાલુ રાખ્યાથી મહેનત ઓછી થાય છે અને ખુશાલી વધતી જાય છે.

સદ્ગુણનો જેમ વધારો થતો જાય છે તેમ સંસારમાં આપણને ઘણું સહેલું માલમ પડે છે અને તેનાં ફળ પુરી રીતે મળે છે. સાગરરૂપી સંસારમાં સાધારણ રીતે આપણી આશાનો છેડો માલમ પડે છે. આપણે એક હદ જોઈએ છીએ જેની પછવાડે આપણે કાંઈજ જોઈ શકતા નથી. પણ (ડાકટર બ્લેર કહે છે કે) “ સદ્ગુણની આશા વધતી જાય છે અને છેડા વગરની માલમ પડે છે. સદ્ગુણી માણસ

પોતાનો ખરો રસ્તો પકડી રાખે છે. જેના હાથ ચોખ્ખા છે તે વધારે અને વધારે વૃદ્ધી પામતો જાય છે. વ્યાજબી રીતે ચાલનારનો રસ્તો ચળકતી રોશનીની પેઠે છે, જે ખરે મધ્યાને વધારે અને વધારે પ્રકાશે છે."

---

## "ઉઠ, આળસુ ઉઠ."

"એક રાતે મેં સ્વપ્નામાં મોટી નદી દીઠી. દુનિયામાં તે સહુથી મોટી ગણાય છે. તે નદીના મોટા ગગડાટ ભરેલા અવાજથી મારા કાન બ્હેરા થવા લાગ્યા. નદીની મોટાઈ પહોળાઈ અને વેગ જોઈને હું તો મોટા ગભરાટમાં તથા અચરતીમાં પડયો. પાણીનો મોટો ધોધ સો ફુટ ઉંચેથી પડતો હતો તે જોવાથી મારૂં આખું શરીર થરથર ધ્રુજવા લાગ્યું. મેં વિચાર્યું કે કોઈ પણ માણુસ અથવા કોઈ પણ વસ્તુ તે ધોધ નીચે આવે તો, તેના ચુરેચુરા અને ભૂકે-ભૂકા થઈ જાય.

"આવો વિચાર કરતાં તથા ઈશ્વરની અપાર શક્તિ વિશે ખ્યાલ કરતાં, ધ્રુજતે શરીરે હું આગળ જાઉં છું તો એક ના'નું સરખું નાવ પાણીમાં મેં ઉછળતું દીઠું. તે નાવમાં મને કોઈ માણુસ પડયું નહીં. તે નાવ એટલું તો ઉછળતું હતું કે એક પળમાં ભાંગીને તેના કકડે કકડા થશે એવી મને ધાસ્તી લાગી. મ્હારા દિલમાં આવ્યું કે

તેની અંદર કોઈ માણસ કદાચ ગફલતથી ભર ઉંઘમાં પડેલું હશે, માટે હું મ્હોટેથી સાદ મારવા લાગ્યો. મારી સાથે બીજાઓ પણ તેને ઉઠાડવા સારૂ મ્હોટે મ્હોટે સાદ મારવા લાગ્યા. પણ તે ઉઠયો નહીં. મને ખબર ન પડી કે તે મરી ગયેલો છે કે ભર ઉંઘમાં પડેલો છે. અમારા કરતાં નદીનો ઘોંઘાટ સોગણો વધારે હતો. તે વહાણ એક પળવારમાં ભાગશે એવી મારી વધારે ખાતરી થતી ગઈ.

"તેવામાં પેલો ભર ઉંઘમાં પડેલો આળસુ જાગી ઉઠયો. પણ હવે તેનો કંઈ ઉપાય રહ્યો ન હતો. હાથમાં હલેસું પકડવાને જાય છે, તેવામાંજ તે વહાણ મોટા સપાટાથી ઉછળીને ભાંગી ગયું. ત્યારપછી તે કયાં ગુમ થયું અને કયાં ગયું તે વિષે હું કંઈજ ખ્યાલ કરી શકયો નહીં. તે બિચારા ગરીબનું મ્હોત જોઈને હું મોટી દિલગીરીમાં પડયો કે આ શો દેખાવ મ્હારી નજરે આવ્યો. લાંબો વિચાર કરતાં માલમ પડયું કે એ દેખાવ આ દુનિયામાં ઘણોજ બોધ આપનારો હતો અને તેનો મુકાબલો મેં નીચે જણાવ્યા પ્રમાણે કીધો:—

" જે નદી મેં સ્વપ્નામાં એટલે ખ્વાબમાં દીઠી તે નદીને મેં માણસની હયાતીનો એક મ્હોટો ઝરો દેખ્યો. તેની અંદર મેં જે વહાણ જોયું તેને આ દુનિયા કરી ગણ્યું. તેમાં જે આળસુ માણુસ ભર ઉંઘમાં પડેલો હતો

તે માણુસને મેં આ દુનિયા રૂપી વહાણુના આળસુ માણુસો જાણ્યા. તેને જાગૃત કરીને ચેતવણી આપનાર ધર્મોપદેશ કરનાર મહાપુરૂષો દેખ્યા."

વાંચનાર! તું એવોજ ખ્યાલ કર કે તું તે વહાણુમાં પહેલો છે. માટે નીતિનો ઉપદેશ કરનારા પુરૂષો તને સાદ મારી ઉઠાડે છે. તેઓનો સાદ સાંભળ, અને ત્હારા શરીર-માંથી આળસને દૂર કરીને ઉઠ અને ત્હારા દિવસ ભરાઈ ગયા છે એવું સમજ.



## માણુસનું મન.

માણુસનું મન ઘણું ઉંડું છે. તેનું માપ થઈ શકતું નથી. કોઈ માણુસ કહેશે કે હું મહા સમુદ્રને માપું, હવાને માપું, આકાશને માપું, તો તે કદાપી હું માનીશ; પણ જે પુરૂષ એમ કહેશે કે, હું માણુસના મનને માપું તો તે મુદ્દલ હું માનીશ નહીં. માણુસનું મન ઘણું ઉંડું છે, તેનો થાગ કદી લાગશે નહીં. તમે તમારા મિત્રનો સારો નરસો સ્વભાવ જાણી શકશો, તેની વિચાર કરવાની ને બોલવા ચાલવાની છટા જાણી શકશો, પણ તેનું મન કદી જાણુશો નહીં. તમે કદી કોઈપણુ માણુસના મન વિષે ખાતરીથી કહી શકશો નહીં.

ઘણુા લોકોએ પોતાના મિત્રો અને પોતાનાં સગાં-

વ્હાલાંઓ વિષે ઘણી વેળા ખાત્રીથી કહ્યું હશે, પણ તેઓ પોતાની ખાતરીમાં—પોતાના અનુમાનમાં—નિરાશ થયા હશે. માણુસ પોતાના મનના વિચાર જાહેર કરે છે તે ઉપર આપણાથી વિશ્વાસ રખાતો નથી, તે ઘણાં કારણોને લીધે. કપટી માણુસો બોલે એક ને ધારે બીજું. માટે કપટી ઉપર તો આપણો વિશ્વાસ રહી શકે જ નહીં.

કેટલાએક માણુસના વિચાર પવનના જેવા ઉડતા ફરે છે. હમણાં કંઈ વિચાર કરે છે ને ઘડી કે પળ પછી તે વિચારો ફેરવી નાખે છે. માટે તેવાઓની ઉપર પણ આપણો ઈતબાર રહેતો નથી. કેટલાએક માણુસો હિચકારા ને બિ'કણ હોય છે. તેઓ પોતાનો વિચાર જાહેર કરતાં મનમાં ઘણી ધાસ્તી રાખે છે. કેટલાએક લોકો વખત સમજે છે. આ વખત વિચાર જાહેર કરવાનો છે કે નહીં તે તપાસે છે. તેવા માણુસો ડાહ્યા અને સમજુ ઘણું કરીને હોય છે.

કેટલાએક ભોળા લોકો એકદમ પોતાના મનના વિચાર ઠગારી દુનિયાને જાહેર કરે છે તો તેઓને તથા દુનિયાને ઘણું નુકસાન ખમવું પડે છે. તેથી તેઓ બિચારા પોતાના મનના બધા વિચાર જાહેર કરતાં ડર ખાય છે. ત્યારે દુનિયાની હાલની હાલત તરફ વિચાર કરતાં એવું નક્કી માલમ પડે છે કે, કોઈ માણુસનું મન માપવાની તજવીજ કરવી એ વ્યર્થ છે.



# ભાગ ૩ જો.

## માણુસનું અભિમાન.

વાંચનાર! એક મુવેલા માણુસનું મુડદું જોઈને તારા મનમાં શો વિચાર આવે છે? જો તારામાં માણુસાઈ હશે, જો તારામાં સદ્‌ગુણ અને નીતિનો ઝરો વ્હેતો હશે, તો તે જોતાંજ તારા દિલમાં લાગશે કે, માણુસ આ દુનિયામાં જીવે છે ત્યાં સુધી અભિમાન, ખંધાઈ અને મૂર્ખાઈ દેખાડે છે; પણ આખરે તેના આવા હાલ થશે.

જ્યાં સુધી ઘટમાં પ્રાણ છે ત્યાં સુધી માણુસ પોતાના શરીર તરફ જોઇને અભિમાન કરે છે. તે પોતાના શરીરના સ્નાયુ તપાસી કહે છે કે હું કેવો જોરાવર છું? તે દહાડામાં દસ પંદર વખત અરીસામાં જોઈ બોલે છે કે હું કેવો ખુબસુરત અને રૂપાળો છું?

જ્યાં સુધી ઘટમાં પ્રાણ છે ત્યાં સુધી તે પોતાની ફાંકડી ગાડીમાં બેસી મોટા દમામથી ઘોડાને ચાબુક મારતો ફરે છે. તે પોતાની સુંદર વાડીમાં બેસી હાજીયાઓથી ગમત મેળવે છે. પણ ઘટમાંથી પ્રાણ ગયો કે તેવુંજ તેનું શરીર ગંધાવા માંડે છે, અને ઘણા દહાડા રહ્યું તો તેમાં કીડા પડવા માંડે છે. જ્યારે તેની આસપાસનું માંસ તદન

ખવાઈને સુકાઈ જાય છે, ત્યારે તેનું હાડપિંજર માત્ર રહે છે, અને તે જોયાથી ઘણો બિહામણો અને દિલગીરી ભરેલો વિચાર આપણા દિલમાં પેદા થાય છે. તેમાં બિલકુલ માંસ કે નસ નથી. સઘળાં હાડકાં રહેલાં છે.

જુઓ એનું મ્હોડું, જુઓ એની આંખ, એનું નાક, એના દાંત. જુઓ એ સઘળું. અગાઉ તે મગરૂરીથી મુંછ ઉપર હાથ દઈ મોટા દમામથી ચાલતો, અગાઉ તે પોતાની કાન્તિ જોઈ મગરૂર રહેતો, પણ જુઓ તેનો ચ્હેરો હમણાં કેવો બિહામણો અને દિલગીરી પેદા કરે એવો થયો છે!!

વાંચનાર! તું તારા તરફ જો. એક અરીસામાં તારૂં મો'હું જો. તારા શરીરના દરેક ભાગને નિરખી નિરખીને જો, અને વિચાર કર કે એ શરીરનું શું થશે? તોબડતોબ તને સુઝશે કે વ્હેલા મોડા તેના પણ તેવાજ હાલ થશે; બળીને ખાખ થઈ જશે, અને સઘળી પ્હેલવાનગીરી, ને સઘળી ખુબસુરતી એક ઠેકાણે રહી જશે. એવો વિચાર આવ્યો કે તને તારી મગરૂરી, તારી અંધાઈ અને તારી મૂર્ખાઈ યાદ આવશે એટલે તું બોલીશ કેઃ—

"રે! આ 'મારૂં તારૂં' શા વાસ્તે? આ લુચ્ચાઈ ઠગાઈ શા સારૂ? સર્વ મિથ્યા છે. આપણો આત્મા આ શરીરને, આ દોલતને, આ ઘરબારને, આ સગાંવ્હાલાંને તથા આ ભાઈ બ્હેનને મુકી એક પળવારમાં ઓચીંતો ચાલ્યો

જશે! અરે. હું મારા શરીરની કાન્તિ દેખાડવાને ઘણી સંભાળ લઉં છું, પણ તેના તો આવા હાલ થશે.

"ત્યારે મારૂં શરીર—મારી કાન્તિ કોને યાદ આવશે? થોડા દહાડા સગાંવ્હાલાંને યાદ રહેશે, અને પછી તેઓને પણ નહીં. ત્યારે દુનિયામાં મારી યાદ પછી કેમ રહેશે? મારૂં શરીર અને મારી કાન્તિ એ સઘળું લોકો ભુલી જશે.

"ત્યારે આ દુનિયામાં શું રહી જશે? બીજું કંઇજ નહીં, પણ સારી કે માઠી કરણી—કંઈજ નહીં પણ સારૂં કે નરસું નામ. ત્યારે જેમ બને તેમ મારા ભાઇઓનું, મારા પડોસી-ઓનું, મારા દેશીઓનું ને સમસ્ત મનુષ્ય જાતિનું સારૂં થાય તેવી રીતે મારા શરીરે અથવા મારા પૈસે રૂડું કરવા મહેનત કરૂં; અને સઘળી મગરૂબી, ખંધાઈ અને મૂર્ખાઈ છોડી દઉં."

વાંચનાર! તું જાતે જો ભલો હઈશ, તારાં અંતઃકરણ-માં થોડો ઘણો પણ સદ્‌ગુણનો ઝરો વ્હેતો હશે, તથા તારામાં તારા પેદા કરનારનો જરા પણ ડર હશે, તો આવા સંગીન અને વજનદાર તથા ઉમદા અને ઉત્કૃષ્ટ વિચાર તને આવ્યા વગર રહેશે નહીં. પણ એ વિચાર પ્રમાણે ચાલવું મુશ્કેલ છે. આ દુનિયામાં લાલચની જાળ એવી પથરાયલી છે કે તેમાં તું માછલીની પેઠે ફસાતો જઇશ.

દીવાનું તેજ અને ઉજાસ જોઇ તેમાં જેમ પતંગીયું ઝંપલાય છે, ખાવાની લાલચે માછલી જેમ જાળમાં જઈ

ફસી પડે છે; તેજ પ્રમાણે તારા હાલ ન થાય તેવી સંભાળ લેવી જોઈએ. પતંગીયાં કે માછલી કેવળ અજ્ઞાન છે. તેઓ જાણતાં નથી કે આ ઠેકાણે ફસાવાનું છે, પણ તને તો ઈશ્વરે બુદ્ધિ આપી છે. તું જાણે છે કે પતંગીઆની પેઠે દુનિયાની લાલચમાં ફસાવાનું છે. માટે એવી લાલચથી, પ્યારા ભાઈ! તું સદા ચેતતો રહે.

---

## પરસ્પરનું સુખ.

ઈશ્વરે આદમીને આ દુનિયામાં એક બીજાને મદદ કરવાને પેદા કીધેલાં છે. માણુસ જો એકમેકને મદદ ન કરે તો દુનિયામાં ખરાબી થાય. જેમ એક માણુસના શરીરનો ભાગ પોતાનાં અમુક કામો ન કરે તો શરીરની ઘણી ખરાબ અવસ્થા થાય, તેમજ જો આપણે માણુસ જાત થઇને એક બીજાને મદદ ન કરીએ તો આપણી પણ તેવીજ હાલત થાય. જેમકે કાપડ વણનાર પોતાનું કાપડ વણવાનું કામ બંધ રાખે, ખેડુત ખેતીવાડીનું કામ ન કરે, ધોબી લુગડાં ધોઈ ન આપે, ખલાસીઓ વ્હાણુ હંકારવાને ના પાડે, ખાણુ ખોદનારા પણુ પોતાનું કામ પડતું મુકે, તો આપણને પ્હેરવાને કપડાં, ખાવાને અનાજ, બદલવાને લુગડાં, અને આપણા ઉપભોગના અનેક પદાર્થો મળે નહીં.

માણુસને એકમેકની મદદ ન હોય તો આપણી હાલત

થોડા કાળમાં જંગલી જેવી થઈ જાય. આપણે ખેતર ખેડવાને હળ બનાવવું જોઇએ, રહેવાને ઝુંપડી બાંધવી જોઇએ, ઝુંપડીને છાપરૂં કરવા સારૂ નારીયેળી કાપવા માટે લોખંડનું ઓજાર જોઇયે, લોખંડનું ઓજાર બનાવવાને લોખંડ જમીનમાંથી ખોદી કહાડવું જોઇએ, અને એવી રીતે ઘણી ઘણી જાતની મહેનત હરેક જણને કરવી પડે.

આ ઉપરથી સાફ માલમ પડે છે કે, હરેક માણુસ એકલો પોતાના પોષણુ તથા વૈભોગને માટે સઘળાં કામો કરવાને કેવળ અશક્ત છે. એટલુંજ નહીં પણુ જે સુખ હાલ તે ભોગવે છે, તે તેના સ્વપ્નામાં પણુ આવ્યું નહોત. હાલ જે ઘણી સારી ઈમારત, વિદ્યા હુન્નરનાં કારખાનાં, આગબોટ, વિજળીના તાર, આગગાડી, મઝાની સુંવાળી મલમલના કોરા કડકડતા અંગરખા, કીનખાબની ટોપી, સોનાં રૂપાનાં ઘરેણાં, નાના પ્રકારનાં પકવાન્નો, અને એ વગેરે બીજા અગણિત સુખ આપણે ભોગવીએ છીયે તે માત્ર માણુસોની પરસ્પરની મદદથી મળે છે; માટે સર્વ માણુસોએ એક બીજાને મદદ કરવી જોઈએ, એકમેકની મદદ વગર માણુસની હાલત સુધરવાનો ઉપાય નથી. માટે ભાઇઓ, એક રૂડું કામ કરવાને જેઓ તૈયાર થાય છે, તેઓને તમારાથી થાય તેટલી મદદ કરો.

એકમેકને બે રીતે મદદ થઈ શકે છે;—બુદ્ધિ વાપર્યાથી લોકોનું સારૂં થાય તેમ કરવું અને બીજું પૈસા ખર્ચીને

પરોપકાર કરવો. જો વિદ્વાન અથવા બુદ્ધિમાન પુરૂષ પોતાની વિદ્યાબળે કરીને લોકોનું કલ્યાણ થાય એવો કાંઈ ઉપાય બતાવે પણ પોતાની પાસે તે ઉપાય પ્રમાણે ચાલવાને પૈસા ન હોય, તો તે ઉપાય શા કામનો? તેમજ વળી એક પસાદાર પાસે ઘણો પૈસો છે પણ લોકોનું કલ્યાણ થાય એવી રીતે તે વાપરતો નથી તો તેના પૈસાનો યોગ્ય ઉપયોગ શો? વાસ્તે આ ઉપરથી દીસે છે કે તવંગર લોકોએ વિદ્વાનોને મદદ કરવી, અને વિદ્વાનોએ પણ તેજ પ્રમાણે તવંગર લોકોને તેમના પૈસા ખરચ્યાનું સાર્થક થાય તેવો રસ્તો બતાવવો.

વાસ્તે રે દ્રવ્યવાન ગૃહસ્થો! તમે સમજી જઈને એકસંપથી મહા પુણ્યનાં કાર્યો કરવા મંડી જાઓ. વિદ્યા ભણાવવાના મોટા આશ્રમો કહાડો. વિદ્વાન અને નીતિમાન્ પુરૂષોને મોટા પગાર આપી લોકોને નીતિનો બોધ કરાવો, અશક્તોનું પાલણ પોષણ થાય તેવા ઉપાયો કરો. એમ કીધાથી તમે તમારી ફરજ આ દુનિયામાં બજાવી એ રીતનો તમને અતિશય સંતોષ થશે. ગરીબો પણ તમને એવાં કાર્યોમાં મદદ કરશે એટલુંજ નહીં, પણ તેઓ તમારા પુણ્યનો બદલો વાળવાને એવી રીતે તે પ્રભુની ભક્તિ કરશે કે, જેથી તમારૂં કલ્યાણ સુરજ ચંદ્ર તપે ત્યાં સુધી થશે. એવી રીતે પરસ્પર મદદ કર્યાથી લાભ અને સંતોષ થાય છે.

---

## નીચ માણસ.

જે પોતાની બુરી મતલબ પાર પાડવા જુઠાનું સાચું ને સાચાનું જુઠું કરે, જે પોતાની બુરી મતલબ પાર પાડવા સારૂ ઉંધું ચતું ને આડું અવળું કરે, તે માણસ નીચ અને કમજાત જાણવો. શું દુનિયામાં બધાં માણસો નીચ અને કમજાત છે? ના, નહીં. એવા ઘણા પુરૂષો છે કે જેઓ પોતાની મતલબ એવી બુરી રીતે કદી પુરી પાડતા નથી. એવા ઘણા પુરૂષો છે કે જેઓ વ્યાજબી રસ્તે અને ન્યાયની રીતેજ પોતાના દુશ્મનોની સામે લડે છે. પણ તેની સાથે નીચ અને કમજાત માણસો પણ ઘણાં છે. અને એવાંજ માણસોથી સઘળા 'સૉક્રેટિસો'—સત્યવાન પુરૂષોને ખમવું પડયું છે, પડે છે અને પડશે. એવાંજ માણસોથી ભલા અને સારી સૂચનાવાળાઓને કોઈ વેળા સોસવું પડે છે. એવાંજ માણસોથી દુનિયામાં અનીતિ અને દુરાચરણનું જોર વધે છે. હું ધારૂં છું કે નીતિવાન અને સદ્ગુણી માણસ ઇચ્છશે કે એવાં માણસો દુનિયામાંથી જાય તો સારૂં. એવાં માણસો દુનિયામાં નહીં હોય તો સારૂં. પણ ઈશ્વરની સાહ્યતા વગર એ બનવું મુશ્કેલ છે.

## બુરી મતલબ.

બુરી મતલબ ઘણાં કારણોથી થાય છે. એક માણુસ આસ કરતાં વધારે હોંશિયાર અને કાબેલ ગણાતો હોય તેને તોડી પાડવાની જ્યારે તક આવે ત્યારે તેને વિષે હું લોકોમાં ખોટો વહેમ અને પોકાર ઉઠાવું, એ બુરી મતલબ. એક માણુસે મારે વિષે ઘણી વેળા વ્યાજબી રીતે ટિકા કરી હોય અને દાવ આવે ત્યારે હું તેની ટિકા વગર સાબીતીએ કરવા મંડી જાઉં, એ બુરી મતલબ. મારા ધણીને કે શેઠને ખુશી કરવા સારૂ જ્યારે વખત આવે ત્યારે એક ભલા માણુસને લોકોમાં ઉતારી પાડવા મારાથી બને તેટલી તજવીજ કરૂં, એ બુરી મતલબ. અજ્ઞાન લોકોને ખુશી કરવા અને તેઓમાં કીર્તિ મેળવવા ધર્મને નામે એક નિર્દોષી માણુસની નિંદા કરૂં, એ બુરી મતલબ. મારૂં ઘર અથવા ગજવું ભરવા અથવા અસલનું વેર લેવા દાવ પેચ શોધીને એક-માર્ગી માણુસ ઉપર ઉતરી પડું, એ બુરી મતલબ. અદેખાઈ, વેર, લોભ અને લાલચથી બુરી મતલબ ઉત્પન્ન થાય છે. આ ઉપરથી આપણે વિચાર કરીએ કે નીચ અને કમજાત માણુસ કોણ?

જે પોતાની બુરી મતલબ પુરી પાડવા જુઠાનું સાચું અને સાચાનું જુઠું કરે છે, જે પોતાની બુરી મતલબ પુરી પાડવા ઊંધું ચતું અને આડું અવળું કરે છે, તે માણુસ નીચ અને કમજાત જાણવો. શું દુનિયામાં બધાં માણુસો

એવાં નીચ અને કમજાત છે ? ના, નહીં. એવા ઘણા પુરૂષો છે કે જેઓ પોતાની મતલબ એવી બુરી રીતે પુરી પાડતા નથી. એવા ઘણા પુરૂષો છે કે જેઓ વ્યાજબી રસ્તે રાહે અને ન્યાયની રીતે પોતાના હરીફોની સામે લડવાને ઉઠે છે. પણ તેની સાથે આ દુનિયામાં નીચ અને કમજાત માણુસો પણ ઘણાં છે; અને એવાજ માણુસોથી સોક્રેટીસ જેવાજ નિર્દોષ માણુસોને સોસવું પડયું છે અને પડશે. એવાંજ માણુસોથી નેક અને એકમાર્ગી માણુસો દુઃખી થયાં છે અને થશે. એવાંજ માણુસોથી દુનિયામાં અનીતિ અને દુરાચરણનું જોર વધ્યું છે અને વધશે. નીતિમાન્ અને ગુણવાન પુરૂષો એવું ઇચ્છે છે કે એવાં માણુસોની બુદ્ધિમાં સુધારો થાય. પણ ઈશ્વરની સાહ્યતા વગર તેમ બનવું ખચીત મુશ્કેલ છે.

## ખરો ધર્મ તથા ખરો માર્ગ.

રે માણુસ! તું નીતિ અને સદ્ગુણ છોડી કાળાં કર્તુક કરતો હઈશ, તારા ભાઈબંધોનું માઠું ઇચ્છી તેઓની ગરદન કાપવા ઇચ્છતો હઈશ, દહાડામાં નવસો નવાણું વખત જુઠું બોલતો હઇશ, ખોટા સમ ખાતો હઈશ, તું દુરાચરણ અને વ્યભિચાર આચરતો હઈશ, તો એવો કયો ધર્મ છે, એવો કયો માર્ગ છે, કે જે તારાં સર્વ પાપોનો નાશ કરે? એવો કયો ધર્મ અને માર્ગ છે કે જે તારાં આવાં સઘળાં કર્તુક

છતાં તને સ્વર્ગ આપે. માણુસ ! તું ખાત્રીથી જાણજે કે, દુનિયામાં એવો કોઈજ ધર્મ કે એવો કોઈ માર્ગ છે નહીં. જો એવો ધર્મ હોત તો સર્વે તેમાં ભરાઈ જાત અને આપણી દુનિયામાં અનીતિ અને દુરાચરણનો મોટો ફેલાવો થાત.

પણ જો તું નિત્ય તારા પેદા કરનારનો ઉપકાર માની તેની પ્રાર્થના કરતો હઇશ, તું તારા ભાઇબંધોને તથા મનુષ્ય જાતિને ચહાતો હઈશ, ગરીબોને તારી શક્તિ પ્રમાણે મદદ કરતો હઈશ, તારૂં અંતઃકરણ ચોખું ને નિર્મળ રાખતો હઈશ, તું નમ્રતા અને દયા દેખાડતો હઇશ, અને આ દુનિયામાં ઉપયોગી થવાને તારાથી બને તેટલી મહેનત કરતો હઇશ, તો એવો કયો ધર્મ છે કે, જે તને તારી આ બધી ભલાઇનો બદલો નહીં આપે ? એવો કયો ધર્મ કહે છે કે, ઇશ્વર તારી ઉપર આથી ખુશી નહીં થશે ?

માણુસ ! તું બુદ્ધિવાન પ્રાણી છે. આટલા થોડા વિચાર તારી ખાત્રી કરશે, કે નીતિ અને સદ્ગુણ એજ ખરો ધર્મ છે; નીતિ અને સદ્ગુણ એજ ખરો માર્ગ છે. તું ગમે તે ધર્મમાં હઈશ પણ તારી સારી કે માઠી કરણીનો બદલો તને સારો કે માઠો મળ્યા વગર રહેશે નહીં.

આ સાદા વિચારથી માલમ પડશે કે એક ધર્મ છોડી બીજા ધર્મમાં જવાની જરૂર નથી. જે ધર્મમાં ઈશ્વરે જન્મ

આપ્યો હોય તે જ ધર્મમાં રહીને, સદ્ગુણથી ચાલી ઈશ્વરને ખુશ કીધો એટલે બસ છે. ઇશ્વરને આપણા ધર્મ સાથે કામ નથી, પણ આપણાં કર્મ સાથે કામ છે.

---

## પાપી માણસ.

જેઓ મહા કરપીણ અને કાળાં કર્મ કરે છે, તેઓને આપણે પાપી અને ચંડાળ કહીએ છીએ. તેઓને હડહડ કરી આપણે મંડળીમાંથી કહાડી મુકીએ છીએ. તેઓને આપણે ઘટતી શિક્ષાએ પહોંચાડીએ છીએ. એ સઘળું કરવું અવશ્ય જરૂરનું છે. તેવું કીધાથી તેઓમાંના ઘણા તો નહીં પણ થોડા પોતાની માઠી ચાલ સુધારી સદ્ગુણ આચરવા લાગે છે. માટે તેઓ ઉપર આપણી તરફનો તિરસ્કાર ને આપણી તરફની શિક્ષા જરૂર કરીને થવી જોઇએ.

પણ પ્રિય વાંચનારાઓ ! આપણે જો ઘણો વિચાર કરીશું ને બારીકીથી તપાસીશું તો પાપી અને ચંડાળ માણસોની ઉપર આપણને તિરસ્કારને બદલે દયા અને પ્રીતિ ઉપજશે, અને આપણે તે બધાની માઠી દશા ઉપર અફસોસ કરીશું. પાપી અને ચંડાળ માણસોએ કેવાં માબાપોને પેટ અવતાર લીધો છે તે પ્રથમ તપાસવું જોઇએ. ઘણું કરીને તેઓનાં

માબાપ તેવાં માઠાં કર્મ કરનાર હોય તો તેઓ તેવાં થાય એમાં નવાઈ નહીં.

આપણે દુનિયામાં ઘણી વેળા એવું જોઇએ છીએ કે ભીલનાં છોકરાંઓ ભીલ ને કસાઇનાં છોકરાં કસાઇ થાય છે. એવાં છોકરાંઓ સદ્ગુણી માબાપને પેટે અવતાર લે, સદ્-ગુણી માણુસોનીજ દોસ્તી અને સોબતમાં રહે, અને સારી નીતિની કેળવણી લે, તો તેઓ ઘણું કરીને કાળાં અને માઠાં કર્મ કરનારાં થશે નહીં.

બીજું આપણે તપાસવું જોઈએ કે ચંડાળ માણુસોના સોબતી કેવા છે? માબાપ સદ્ગુણી હોય પણ સોબતી ખરાબ ચાલના હોય તો ઘણી વેળા તેઓ માઠાં કર્મ કરનાર થાય છે. માટે ઉઘાડું છે કે પાપી અને ચંડાળ માણુસના ઝેરનો ઝરો તેઓનાં માબાપ અથવા સોબતીઓમાંથી નિકળે છે. તેઓ જો જન્મથી સારી હાલતમાં આવ્યા હોત તો એવા પાપી ચંડાળ કહેવાત નહીં.

આપણે પોતે વિચારીએ કે આપણે તેવી હાલતમાં તેવાં માબાપોને પેટે અવતાર લીધો હોત તો આપણે પણ તેવા થાત. જરૂર તેઓની ઉપર આપણને દયા આવે છે. મૂળ વાંક અને મૂળ તકસીર તેઓની નથી, તોપણ તેઓ ઈશ્વરના અને દુનિયાના તકસીરવાન્ તો છે, અને ખચીત તેઓની ઉપર તિરસ્કાર અને શિક્ષા લાગુ પડે છે.

આવાં માણુસો ઉપર આપણુને પ્રીતિ અને દયા ઉપજે છે, પણ તેઓને માફ કરી શકતા નથી. આપણુને પ્રીતિ અને દયા ઉપજે છે તે જ માટે આપણે ઈશ્વર પાસે માગીએ છીએ કે હે ઈશ્વર ! તું એવાં માણુસોને પાપમાંથી મુક્ત કર અને સારાં કર્મ કરવાની બુદ્ધિ આપ. વળી આવાં માણુસોને કોઇપણ રીતે સુધારવાના પ્રયત્ન કરાય તો કરવા જોઇયે.

લોભરૂપી સમુદ્રમાં નીતિ રૂપી વહાણુમાં બેસી ફરવા નિકળો; કેમકે એથી સ્વર્ગની પ્રાપ્તિ થશે. ઈશ્વરની મદદ બાકી રહેલા આયુષ્યના વખતને માટે તમે ખરા દિલથી માગશો તો તે મદદ આપ્યા વિના રહેશે નહીં.

# ભાગ ૪ થો.

## હું કોણ છું ?

આ સવાલ ઘણો અગત્યનો છે. જે માણસ આ સવાલ પોતાને પૂછતો નથી, તે ઈશ્વરનો ડર રાખી સારાં કામ ક્વચિતજ કરે છે. પણ જે માણસ નીતિને ચાહે છે, પોતાના પેદા કરનારથી બિહે છે, પોતાનું દિલ સ્વચ્છ અને નિર્મળ રાખવા ઇચ્છે છે, તે માણસને એ સવાલ ઘણો ઉપયોગી છે. તે માણસ એ સવાલ ઉપર સારી પેઠે વિચાર કરીને આ પ્રમાણે બોલે છેઃ—

"હું માણસ છું, ઈશ્વરે મને સમજ તથા બુદ્ધિ આપી છે. સમજ તથા બુદ્ધિના જોરથી હું વિચારી જોઉં છું તો નીતિ તથા સદ્‌ગુણ આ દુનિયામાં ઘણાં જરૂરનાં માલૂમ પડે છે. નીતિ અને સદાચરણ ન હોય તો દુનિયાના માઠા હાલ થાય. જોરાવર નબળાને મારે, જુઠો સાચાને સપડાવે, ચોર શાહુકારને લૂંટે અને ટુંકામાં આખી દુનિયા જુલમ અને મારફાડનું સ્થળ થઇ પડે.

માટે ઉઘાડું છે કે ઈશ્વરે આપણને આ દુનિયામાં નીતિથી અને સારાં આચરણથી ચાલવાને મોકલ્યા છે. ઈશ્વરની આજ્ઞા છે કે, માણસ! તું દુનિયામાં જા, નીતિ અને સદા-

ચરણનાં કામ કર. તે આજ્ઞા પ્રમાણે માણસે ચાલવું જોઇએ. જેણે એ આજ્ઞા તોડી તેનું મોં કાળું થયું. ઈશ્વર તે માણસના મો'ડાં સામું જોતો નથી. તે તેની ઉપર રીસે ભરાય છે.

જે મનુષ્ય દુરાચરણ કરીને પોતાના ઈશ્વરને રીસે ભરાવે છે તે માણસ વિચાર કેમ નથી કરતો કે મારે આ દુનિયામાં કેટલા દિવસ જીવવું છે? મારે અહીંથી શું લઈ જવું છે? માઠાં કર્તુક વાસ્તે ઈશ્વર જ્યારે મને પૂછશે ત્યારે હું શું જવાબ આપીશ? થોડા દિવસના સુખને વાસ્તે હું શામાટે કપટ રાખું? શામાટે કાવતરાં કરૂં? શામાટે પારકી દોલત હોઈયાં કરી જવાને ખરાબ ઉપાય શોધું? શામાટે સફેદ ધાતુના કટકાને ખાતર માબાપ વગરનાં છોકરાંઓને તથા વિધવાઓને રડાવું? શામાટે દહાડામાં સેંકડો વખત જુઠું બોલું? અને શામાટે મારા કૃપાળુ ઈશ્વરને કોપાયમાન કરૂં?

જે માણસનું દિલ પથ્થર જેવું સંગીન અને નિર્દય થઇ ગયું છે તે કદી ઉપલા વિચાર કરશે નહીં. પણ જે માણસનું દિલ પોચું અને નિર્મળ છે, જે માણસ પોતાના પેદા કરનારને રાજી રાખવા માંગે છે, જે માણસ ડહાપણ તથા સદ્ગુણને ચાહે છે, તે કદી ઉપલો સવાલ વિસરતો નથી. તે સારી પેઠે યાદ રાખે છે કે "હું કોણ છું?"

——:o:——

# મોત.

વાંચનાર ! તું આ શબ્દ વાંચી ધાસ્તી ખાતો નહીં. એ શબ્દ તને યાદ આવતો ના હોય તો કંઈ ઉપાય કર કે જેથી તને વારેઘડીએ તે યાદ આવે. દુનિયામાં તું તારાં કામ નીતિથી અને સદ્‌ગુણથી કરે તેને વાસ્તે મોત ઘણું જરૂરનું છે. ઈશ્વરે આ દુનિયામાં મોત જેવું કંઇ પેદા કીધું ન હોત અને કોઇ માણુસ જાણુત નહીં કે મોત શું, તો વિચાર કર કે તારી અને તારા ભાઇબંધોની શી અવસ્થા થાત ?

માણુસ જાણે છે કે મારે મરવું છે, માણુસ જાણે છે કે મારે આ દુનિયામાં ઘણા દિવસ જીવવું નથી, માણુસ જાણે છે કે સારાં માઠાં કામનો મારે ઈશ્વરના દરબારમાં જવાબ દેવો પડશે. એ સઘળું જાણે છે, તેમ છતાં દુનિયામાં આવી અનીતિ અને દુરાચરણુ થાય છે. ત્યારે મોત ન હોત તો કેવાં ભયંકર અને દુષ્ટ કામો થાત તેનો વિચાર તું કરી જો. ઈશ્વરે પોતાનું અપાર ડહાપણુ ખર્ચીને મોતને આ દુનિયામાં મોકલ્યું. માઠાં કર્તુંક કરનારની આગળ તે વિકાળ સ્વરૂપે આવીને ઉભું રહે છે અને તેને કહે છે કે "તારૂં કાળું તું અહીંયાં કરી લે અને પછી તારો ન્યાય ઉપર થશે." એટલા શબ્દો સાંભળીને પેલો માઠાં કર્તુંકનો કરનાર થરથર ધ્રૂજવા માંડે છે અને પોતાનાં દુરાચરણુનો પશ્ચાત્તાપ

કરે છે, ને બોલે છે કે ઈશ્વર મને ક્ષમા કર; તારો મેં ઘણો અપરાધ કીધો છે, હવેથી હું આવું ખોટું કામ નહીં કરૂં. આવી રીતે તે પશ્ચાત્તાપ કરે છે.

પણ ગરીબ બિચારો પશ્ચાત્તાપ કરનાર ભુલી જાય છે પોતાનો પશ્ચાત્તાપ, ભુલી જાય છે પોતાનું મોત, ને કરે છે પછી ઉથલપાથલ. પણ વાંચનાર! તેજ વખત તું તેને તેનું મોત યાદ દેવડાવ. યાદ દેવડાવ કે આ કાળાંધોળાં તું કોને વાસ્તે કરે છે? યાદ દેવડાવ કે તારે માથે તારો શત્રુ ઉભેલો છે, અને તે તને તારી ભર જુવાનીમાં પટકી નાખશે! એટલું તું એને યાદ દેવડાવ એટલે તે થરથર ધ્રુજવા માંડશે. પણ તેનું દિલ કઠણ થઇ ગયું છે, તેના દિલે કુહાડી જેવી મજબુતાઇ પકડી છે, તેથી પાછો પોતાના મોતને ભુલી જાય છે.

પણ અરે માનવી! તું તારૂં મોત ભુલી ના જા. તું મોતને વારેઘડીએ યાદ કર. એથી તું સદ્‌ગુણ અને નીતિનાં કામ કરીશ અને અભિમાન તથા મૂર્ખાઇ છોડી દઈશ. પછી મોત તારો વ્હાલો શબ્દ થશે અને મરવાથી તું કદી બીઈશ નહીં. ઘણાં ખરાં માણસો મરવાને બિહે છે, કારણ તેઓએ પોતાની હયાતીમાં માઠાં કામ કીધાં હોય છે. કેટલાંએક માણસો મોતથી બિ'તા નથી, કારણ મોતની ભેટ લેવાને તેઓએ તૈયારી કરી હોય છે, અને વારેઘડીએ તેનાથી ડરીને સદ્‌ગુણનાં કામ કર્યાં હોય છે.

માનવી! જરા તું અહીં અટક. ઉપર તારી નજર કર, તારૂં મસ્તક નમાવ અને આ થોડા શબ્દ બોલ કે— "ઈશ્વર! તારૂં ડહાપણ અત્યંત છે; તારી શક્તિ અપાર છે; જે શબ્દ વિષે અમે બોલતા હતા કે તે અમારો મોટો શત્રુ છે, તેજ સદ્ગુણનો રસ્તો દેખાડનાર અમારો એક મિત્ર માલમ પડે છે. અમે બડબડતા હતા કે મોત આ દુનિયામાં શા માટે મોકલ્યું અને અમને શામાટે અમર નહીં કીધા? પણ હે ઈશ્વર! હવે અમે અમારી ભૂલ જોઇ. હે ઈશ્વર! તારૂં કામ વ્યાજબી અને ડહાપણ ભરેલું છે. તે મોતને આ દુનિયામાં જરૂરનું તથા અગત્યનું જાણ્યું, અને તારા પ્રાણીઓનો ક્રુર સ્વભાવ જાણીને મોકલ્યું. હવે અમે અમારી ભૂલ જોઈ અને "મોત" એ શબ્દ યાદ રાખવાની જરૂર જાણી. વાસ્તે હે દીનદયાળ! તું અમને મદદ કર કે જેથી અમે મોતને યાદ રાખીએ.

---

## ઈશ્વર! તું સાથે જ છે.

વાંચનાર! આટલા શબ્દ ઉપર તારૂં લક્ષ પહોંચાડ. તું આટલા શબ્દોને યાદ રાખ અને તેને તારા પોતાના ગણ. એટલા શબ્દ તું તારા હઇયામાં કોતરી રાખ; કારણ એથી તું આડે માગે જઈશ નહીં; એથી તું દુરાચરણમાં પડીશ નહીં. એથી તારા દુઃખના વખતમાં સંતોષ અને

દિલાસો મળશે; અને તારા અંતઃકરણમાં નિર્મળતા અને ખુલાસો રહેશે.

વાંચનાર ! તું એક બચ્ચાં તરફ જો. તે પોતાના વ્હાલા પિતા સાથે ફરવા નિકળ્યો છે. તે વગર ધાસ્તીએ આગળ દોડે છે. તે વિચારે છે કે " હું ગમે તેમ નાચું, ગમે તેમ કુદું, તોપણ મને કોઇ પકડશે નહીં." ચાલતાં ચાલતાં એક ભયંકર જંગલમાં બાપદીકરો આવી પહોંચ્યા. તે જંગલ ડરામણું અને વિકાળ છે; પણ તે છોકરો વગર ધાસ્તીએ કુદતો અને નાચતો આગળ ચાલ્યો જાય છે. તે કોઈની બિ'ક અને દરકાર રાખતો નથી. કારણ તે જાણે છે કે મારી સાથે મારૂં રક્ષણ કરનાર મારો પિતા છે. એ હિંમત તેને મોટી છે. એ હિંમતથીજ તે સ્વછંદે ચાલ્યો જાયછે.

આ પ્રમાણે પ્રિય વાંચનાર ! જે પુરૂષ પોતાના ખરા વિશ્વાસથી એવું માને છે કે "ઈશ્વર ! તું મારી સાથેજ છે' તે પુરૂષ આ દુનિયામાં સંકટ અને વિપત્તિરૂપી જંગલમાંથી વગર ધાસ્તીએ અને વગર હરકતે જઇ શકે છે. તેને માટે ગમે તેવી આફત અને ગમે તેવું દુઃખ આવા પડે છે તોપણ તેની ધાસ્તી તેને મુદ્દલ લાગતી નથી, કારણ તે વિચારે છે કે " મારૂં રક્ષણ કરનાર ઈશ્વર મારી સાથેજ છે." આ હિંમતથી જે વિપત્તિ અને ધાસ્તી ભરેલા જંગલમાં તે થોડા દિવસ મુસાફરી કરવાને આવ્યો છે, તે જંગલમાં

કંઈપણ સંકટ અને દુઃખની દરકાર કીધા વગર પોતાનો રસ્તો કાપે છે. આ હિંમતથી તે સદા સુખી અને સંતોષી રહે છે.

તે વિચારે છે કે " મારો આ દુનિયાનો પિતા દુઃખ કે મંદવાડના વખતમાં મારી પડખે આવીને ઉભો છે. તેથી જ્યારે મને ઘણો સંતોષ અને આનંદ ઉપજે છે, ત્યારે મારો સ્વર્ગનો પિતા મારી સાથેજ છે, એમ હું જાણું તો મને કેટલો સંતોષ અને આનંદ ઉપજવો જોઇએ ? " પેલા બાળકની પેઠે આ દુનિયાના જંગલમાં " મારો પિતા મારી સાથેજ છે " એ વિચારથી મંદવાડ અને વિપત્તિરૂપી વાઘ વરૂની ધાસ્તી રાખ્યા વિના તે હસતો અને કુદતો ચાલે છે, અને વારેઘડીએ બોલે છે કે " ઈશ્વર ! તું સાથે જ છે. "

વાંચનાર ! તું હવે બીજી તરફ નજર કર. એક માણસ ભયંકર અને કમકમાટી ઉપજે એવાં કામ કરે છે. પોતાના શત્રુના ઘર ઉપર મધ્યરાતે તલવાર બાંધીને ચ'ડી જાય છે. પોતાના શત્રુને ભર ઊંઘમાં પડેલો જુવે છે. તે એણીગમ અને પેલીગમ નજર કરે છે. પછી એકલો સમજી કાઢે છે પોતાની તરવાર, કરે છે પોતાનું કાળું, ભોંકે છે તલવાર તેનાં કાળજામાં અને લોહીલુવાણ કરી લે છે તેનો પ્રાણ.

પણ એની જગાએ કોઈ બીજો માણસ હો. તે જાણે છે કે " ઈશ્વર સાથે જ છે. " તે માણસ કદાચ અજ્ઞાનપણે

ક્રોધમાં આવીને પોતાના શત્રુનું ખૂન કરવા આવે છે; આસપાસ કોઈ નથી તોપણ તેવામાં તેને તરત યાદ આવે છે કે " ઈશ્વર ! તું સાથેજ છે. આસપાસ બીજો કોઈ નથી પણ તું છે." એવું વિચારીને તે પશ્ચાત્તાપ કરવા મંડી જાય છે અને પોતાના મ્હોડા ઉપર જોરથી તમાચો મારી બોલે છે કે " અરે ! હું શું કાળું કરવા તૈયાર થયો છું ! ! " એટલું બોલી થરથર ધ્રુજતો પોતાનો રસ્તો પકડે છે. પોતાના દુષ્ટ વિચારનો બહુ પશ્ચાત્તાપ કરે છે અને ઈશ્વર પાસે હાથ જોડીને ક્ષમા માગે છે. આ પ્રમાણે તે દુર્ગુણ છોડી સદ્ગુણ પકડે છે, ને ઈશ્વર ! તું સાથેજ છે, એ નિત્ય યાદ રાખે છે

## મારા દિલમાં કાંટા ભોંકાય છે.

અરે ! હું આવો વૈભવ ભોગવું છું. સાત માળની હવેલીમાં રહું છું. તરેહ તરેહના પકવાન્ન અને ભોજન જમું છું. નરમ મખમલની તળાઈમાં અને નકસીદાર છતર-પલંગમાં પોઢું છું. બે ઘોડાની ફાંકડી અને અવાજ કરતી ગાડીમાં મોટો " બડેજાઉ " થઈ ફરવા નિકળું છું. તેથી લોકો સમજે છે કે હું સુખી અને ફિકર વગરનો છું. પણ અરે મારા દિલમાં જે કાંટા ભોંકાય છે તે તેઓ જાણતા નથી. હું આવા શણગારેલા દીવાનખાનામાં આરામ લેવાની નરમ ખુરસી ઉપર બેઠો છું. પણ તે ખુરસીમાં કાંટા

શેકાતા હોય એમ મને લાગે છે. મારાં કરેલાં કામ મને યાદ આવે છે અને હાડે વાગે છે.

અરે! મેં એટલી બધી દોલત એટલાં બધાં તરકટ કરીને, ને ગરીબોને બૂમ પડાવીને એકઠી કીધી તે શા વાસ્તે? તે કેટલાક દિવસની સાહેબી અને સુખ ભોગવવા? હાલ હું આવા મોટા દીવાનખાનામાં નરમ ખુરસી ઉપર બેઠો છું. પણ અરે જીવ! એ આરામ મને કેટલા દિવસ મળશે! મેં જાણ્યું કે સારા માઠા ઉપાય કામે લગાડી મોટી દોલતનો ખજાનો એકઠો કરીને તથા મોટી હવેલી બંધાવીને સુખ ભોગવું. પણ હાલ મને સુઝે છે કે એ સુખ ઘણીજ થોડી મુદત સુધી મને મળશે. ઘણું ઘણું તો પચાસ યા સાઠ વરસ મળે તો મોટું નસીબ. પચાસ સાઠ વરસ પણ નક્કી નહીં. ઈશ્વરનું તેડું આવ્યું તો આ ઘડીએ અને આ પળે સર્વ છોડીને ચાલવું પડે.

ત્યારે મારી હાયભરેલી મોટી દોલત શા કામની? અરે! આ દોલત મેળવવાને મેં કેટલાં બિચારાં ગરીબ માણસોને રડાવ્યાં છે? કેટલી ઉથલ પાથલ કીધી છે? કેટલી વિધવાઓની તથા કેટલાક માબાપ વગરનાં છોકરાંઓની દોલત પચાવી છે? કેટલી વખત માલમાં કાવતરાં કરીને બિચારા ખરીદદારોને છેતર્યા છે? દહાડામાં કેટલી વખત હું જુઠું બોલ્યો છું. લોકોની દોલત પચાવી જવા મેં કેવા

કાવાદાવા કર્યા છે? અને કેવી કેવી તરેહથી તેઓના કુટુંબમાં કજીયા ને કંકાસ ઉઠાવ્યા છે?

ત્યારે આ બધી હાયભરેલી મારી દોલત, હાયભરેલા ગાડીઘોડા અને હાયભરેલું સ્વાદિષ્ટ ભોજન! મેં જાણ્યું કે દોલત મેળવીને હું સુખીયો અને સંતોષી થઈશ, પણ પુરો દુઃખીયો અને અસંતોષી થયો છું. મને મારા સઘળા વૈભવમાં મારાં કાળાં કરતુક યાદ આવે છે. ઈશ્વર મને કેવી શિક્ષા કરશે તેનો બહુ ઉચ્ચાટ થાય છે. હું સુખ ચેન અને આરામમાં રહેવાની ઘણીએ તજવીજ કરૂં છું, પણ મારૂં અંતઃકરણ મને તેમ રહેવા દેતું નથી. મારા અંતઃ-કરણમાં કાંટા ભોંકાયા કરે છે.

હે ઈશ્વર! મારા કરતાં એક ખેડુત કેટલો સુખી છે! તે પોતાના ખેતરમાં પોતાનાં વ્હાલાં બઈરી છોકરાંઓને લઈને તાપણી તાપવા બેસે છે. ખેતરમાં આખો દિવસ હળ હાંકીને જે સુકો રોટલો તે જમે છે તેમાં તેને એટલી તો મિઠાસ લાગતી હશે કે તે મિઠાસ મને મારા છપન જાતના પકવાન્નમાં લાગતી નથી. તેને નિરાંતથી અને સબુરીથી મીઠી ઉંઘ આવે છે.

લોકો તેને ગરીબ જાણીને દુઃખ અને વિપત્તિમાં પડેલો સમજે છે; પણ તેના કરતાં અર્ધો પણ સુખી હું પોતે નથી. તેની નાની ઝુંપડી તેને જેટલું સુખ અને

જેટલો સંતોષ આપે છે તેટલું સુખ અને તેટલો સંતોષ મારા બાગબગીચા કે મારી સુંદર હવેલીમાં મને નથી. તેનું અંતઃકરણ સ્વચ્છ અને ચોખ્ખું છે તેથી તે પોતાની નાની ઝુંપડીમાં ઘણો સુખી અને સંતોષી રહે છે. મારૂં અંતઃકરણ મેલું અને નિર્દય છે તેથી મારી મોટી હવેલીમાં હું દુઃખી છું. અરે ! આવો પશ્ચાત્તાપ જ્યારે હમણાં થાય છે, ત્યારે મરવાના બીછાના ઉપર કેટલો થશે તથા કાંટાથી મારૂં દિલ કેટલું જખમી થશે તેનો કંઈ પણ ખ્યાલ મારાથી હાલ થઈ શકતો નથી; માટે હવેથી હું એટલું તો કહીશ જ કે મારા ધનનો ઉપયોગ બને તેટલો પરમાર્થ ખાતે અને ગરીબોનાં સંકટ ટાળવાના કામમાં થાય.

---

## મારે તૈયારી કરવી જોઇએ.

હું દુનિયાદારીમાં પડું તેની અગાઉ મારે કેટલીએક અગત્યની તૈયારી કરવી જોઇએ. આ દુનિયા એક મહાસાગર છે, જેમાં કોઈ પણ ખલાસી જરૂરની તૈયારી કર્યા વિના વહાણ હંકારી શકે જ નહીં. મહાસમુદ્રમાં તોફાનની ધાસ્તી છે, ખરાબાની ધાસ્તી છે, આડું અવળું નિકળી જવાની ધાસ્તી છે. એ સર્વ ધાસ્તીમાંથી બચવાને વહાણવાળાઓને ઘણી-એક તૈયારી અગાઉથી કરવી પડે છે. તેમજ દુનિયારૂપી સમુદ્ર, જેની માંહે સેંકડો જંજાળ અને વિપત્તિ ભોગવવાની, તથા

લોભ લાલચમાં ફસાવાની ધાસ્તી છે, તે સમુદ્ર " ખેડવા નિકળું તેની અગાઉ મારે કેટલીએક અગત્યની તૈયારી કરવાંની જરૂર છે.

હું એક ખલાસીનો દાખલો લઉં. તે પોતાનું મોટું વહાણ પુરતી તૈયારી કર્યા વિના મોટા સમુદ્રમાં ઝોકાવી ચાલ્યો જાય છે. તેણે પોતાના સઢ ઉપર ચડાવ્યા છે. વહાણની પુઠનો પવન હોવાથી તે પોતાનો રસ્તો સરસ કાપતું જાય છે. વહાણમાંનાં માણસો વહાણની સારી ચાલ જોઈને ખુશાલી અને આનંદના પોકાર કહાડે છે.

થોડાએક કોસ વહાણે સહીસલામત રસ્તો કાપ્યો, એટલામાં અંધારી ઘોર રાત પડી અને એકાએક મોટું તોફાન થયું. નાખુદા અને ખલાસીઓ બિચારા વિચારમાં પડયા. તેઓ પાસે હોકાયંત્ર નહીં હતું કે તેઓને પોતાનો ખરો રસ્તો સુઝે. તેઓ પાસે વાયુયંત્ર પણ નહીં હતું કે જેથી તોફાનની અગાઉથી ખબર પડે અને સઘળી ગોઠવણ કરવાને બની શકે. તેઓ પાસે આકાશનો નકશો પણ નહતો જેથી તેઓ દરીયા ઉપરની જગો ઓળખી શકે તેઓ બિચારા વગર તૈયારી કર્યે અને વગર સાધને મોટો સમુદ્ર ખેડવાને નિકળ્યા હતા. વહાણ તોફાનના જોરથી ત્રણ ત્રણ મથોડાં ઉછળવા માંડયું. ઉતારૂઓ ખુશીના પોકાર કરતા હતા તેને બદલે રડારોળ અને કીકીયારીના અવાજ કહાડવા

લાગ્યા. તરેહ તરેહની માનતા અને ક્રિયાઓ તેમણે કરવા માંડી. સ્ત્રી પોતાના ભરથાર સામું અને ભરથાર પોતાની સ્ત્રી સામું, પુત્ર પોતાના પિતા સામું અને પિતા પોતાના પુત્ર સામું, આંખમાં આંસુ લાવીને જોવા લાગ્યાં, અને સૌએ જાણ્યું કે મોતનો વખત પાસે આવ્યો છે.

બધા એક બીજા સામું પ્યારથી જુવે છે પણ એક શબ્દ પણ બોલી શકતા નથી. તેઓએ ઈશ્વરની પ્રાર્થના અને ભકિત કરી કે અમને બીજી દુનિયામાં સારી જગો આપ અને એક બીજાથી છુટા ન પાડ. એવામાં તે સુંદર વહાણ એક મોટા ખરાબા ઉપર અથડાયું; તેના ચુરેચુરા અને કટકેકટકા થઇ ગયા, અને સર્વ માણસ કીકીયારી પાડતાં ડુબી ગયાં. એ પ્રમાણે મેં તે વહાણને મારી કલ્પનામાં જોયું. તે જરૂરની તથા અગત્યની તયારી કર્યા વગર નિકળ્યું હતું તેથી તેના કટકેકટકા થયા અને તેમાંનાં માણસો ડુબ્યાં.

એજ પ્રમાણે વગર તૈયારી કર્યે, અને વગર સાધને દુનિયાદારીના સમુદ્રમાં હું આત્મારૂપી વહાણને ઝોકાવું તો મારા ખરેખર બુરા હાલ થાય. મારે અગત્યનાં હથીયારો સાથે રાખવાં જોઇએ. નહીં તો મારૂં આત્મારૂપી વહાણ ખરાબા ઉપર ચડી ઝીંકાઈ જશે અને તેના કટકેકટકા થશે.

અરે મારા જીવ! દુનિયાદારીના સમુદ્રમાં તારે સાથે

જે વિપત્તિ પડવાની છે તેનો તું વિચાર કર. તરેહ તરેહના રોગને અને તરેહ તરેહનાં દરદ તારી ઉપર પડશે. તરેહ તરેહનાં દુઃખ અને તરેહ તરેહની જંજાળ તારે ગળે વળગશે. તરેહ તરેહની લાલચ અને તરેહ તરેહના પ્રલોભન મોટી જાળમાં તને ફસાવશે. તરેહ તરેહના આકારમાં અને તરેહ તરેહના દેખાવમાં મોત પોતાની બીહામણી શીકલ તને દેખાડશે.

એ સઘળા વખતને વાસ્તે, અરે મારા જીવ! તેં શી તૈયારી કરી છે? તેં તારી સાથે કયાં યંત્ર અને કયાં હથિયાર રાખ્યાં છે? હોકાયંત્ર, વાયુયંત્ર વગેરે હથિયારની જરૂર સમુદ્રના ખલાસીને છે, પણ તું દુનિયાદારીના ખલાસીને એથી વધારે મજબુત અને એથી જુદા હથિયારની જરૂર છે. તારે એવાં હથિયાર રાખવાં જોઈએ છે કે જેથી તારો હંમેશ બચાવ થાય, અને ગમે તેવાં દુઃખને, દરદને તથા મોતને વખતે એ હથિયારો કામ લાગે. એ હથિયારો કયાં તેનો રે જીવ! તું વિચાર કર. તે હથિયારો શોધવાની ખટપટમાં તું પડીશ માં. કારણ મહાપુરૂષોએ તે હથિયાર શોધી કહાડેલાંજ છે. તું એ હથિયારનો ઉપયોગ યોગ્ય રીતે કર એટલુંજ જોઈએ છે.

એ હથિયાર નથી તરવાર કે નથી બરછી, કે નથી હોકાયંત્ર, હથિયાર માત્ર "નીતિનાં મૂળતત્વ" છે. જેણે નીતિનાં

તત્વોને પોતાનાં હથિયાર કીધાં છે, તેને દુઃખના વખતમાં, ગરીબાઈના વખતમાં અને મરવાના વખતમાં કંઈ પણ હરકત પ્હોંચવાની નથી. તે પોતાનાં સંકટ અને વિપત્તિના વખતમાં આનંદી અને સંતોષી રહે છે. આનંદ અને સંતોષ તેને એટલા સબબ રહે છે કે સ્વર્ગમાં જઈને પોતાના વ્હાલા પિતા ઈશ્વરને મેળવવાની તે મોટી ઉમેદ રાખે છે. એ હથિયારથી તે સમજે છે કે આ દુનિયાનું સુખ માત્ર ચાર દિવસનું છે. પેલી દુનિયાનું સુખ અમર અને હમેશ લગીનું છે. માટે આ દુનિયાનાં દુઃખ અને રોગની તે દરકાર કરતો નથી. તે ખાતરીથી જાણે છે કે હું સહીસલામત કાપીશ. વાસ્તે રે જીવ! તું તારા હથિયાર તરિકે નીતિનાં મૂળ-તત્વોને રાખ અને પછી કમ્મર બાંધીને દુનિયાદારીમાં પડ.

---

## હવે બધું સુઝે છે.

એક રાતના મારી આંખ જલદીથી ઉઘડી ગઈ અને હું આ પ્રમાણે વિચારમાં પડયોઃ—"મારી ઉમ્મર એકાવન વરસની થઇ. આજ કાલ કરતાં એકાવન વરસ વહી ગયાં. આ શો ગજબ! હવે ઘણાં વરસ જીવીશ એવું મને લાગતું નથી. જીવી જીવીને હવે પાંચ કે સાત વરસ વધારે જીવીશ. એટલાં એકાવન વરસ જતાં વાર ન લાગી તો હવે પાંચ કે સાત વરસ નિકળી જતાં શો વિલંબ લાગશે? એ પાંચ કે સાત વરસ કાલ કહેતામાં નિકળી જશે, ને મોતના દૂત આવીને મારી ગરદન ઉપર બેસશે.

પણ અરે મારા જીવ ! તેં હજુ સુધી તૈયારી કીધી નથી. તારા કોણ જાણે શા હાલ થશે ? તારાં બધાં વરસ પાણીમાં ગયાં. તેં ઈશ્વરને એક પણ દિવસ નિરાંત કરીને તારા અંતઃકરણથી ભજ્યો નહીં કે તેં દુરાચરણને વાસ્તે પશ્ચાત્તાપ કરીને તેની પાસે માફ માગી નહીં.

મેં ઘણી વખત મોંડેથી ઈશ્વરનું નામ લીધું છે. ઘણી વખત ઇશ્વરની પ્રાર્થના કીધી છે, પણ તેમ કરતી વખતે મારૂં દિલ સાફ અને નિર્મળ રાખ્યું નથી. પ્રાર્થના કરતી વેળાએ મારાં મોંડામાંથી જે શબ્દ નિકળતા હતા તેનો અર્થ પણ હું સમજતો નહીં હતો, અને સમજવાની ઈચ્છા પણ કોઈ દિવસે કીધી નહોતી. પ્રાર્થના કરતી વેળાએ મારૂં મન હજારો વસ્તુ ઉપર દોડતું હતું. ઈશ્વરને એક ચિત્તે ભજવાના સહેલા કામમાં મેં આટલી બધી ગફલત કીધી. દહાડાના ચોવીશ કલાક, તેમાં બે કલાક પણ મેં મારા ઈશ્વરનું ભજન કીધું નહીં, અને મારાં પાપનો ખરા અંતઃકરણથી પશ્ચાત્તાપ કરીને તેની પાસે ક્ષમા માગી નહીં.

આવું સહેલું કામ હું નહીં કરી શકયો. એમાં મને એક દોકડાનો પણ ખરચ નહીં હતો. અરે ! આવું વગર ખરચનું અને વગર મહેનતનું કામ પણ હું કરી નહીં શકયો. મારો સઘળો વખત આળસમાં, લોકોની નિંદા અને ટીકા કરવામાં તથા તરકટ અને દગલબાજી કરવામાં ગુજાર્યો.

ખરેખર, હવે મેં મારાં વરસો પાણીમાં નાખી દીધાં. અરે! આજ કેટલો પશ્ચાત્તાપ થાય છે! પણ ઘણું મોડું થયું.

હવે કદાચ હું સદ્ગુણ આચરી ઈશ્વરની ભક્તિ કરૂં, પણ તે શા કામનું? કયાં એકાવન વરસ અને કયાં પાંચ કે સાત વરસ? મારી આસપાસ સર્વ માણુસ ભર ઊંઘમાં સુતેલાં છે; અને મને મોટી ફિકર અને પશ્ચાત્તાપ થાય છે. મને સુઝતું નથી કે મારી ઉપર હવે શું કમબખ્તી ગુજરશે. હે જગતપતિ! હે મહાદયાળુ! હે પરમકૃપાળુ! હે સર્વ-શક્તિમાન! મને મદદ કર. મને સુઝતું નથી કે હવે હું શું કરૂં. મને ભર જુવાનીના દિવસ હવે યાદ આવે છે. પ્રાર્થના કરવાનો રાતનો વખત દુર્ગુણમાં, ટોળ ટપ્પામાં, અને બદફેલીમાં ગુજાર્યો. દિવસે રૂડાં કામ કરવાનો વખત આળસમાં, ગપ્પાં મારવામાં અને લોકોની નિંદા કરવામાં ખોયો. મારી ભર જુવાનીના દિવસ હવે મને સાંભરે છે. અરે મારી જુવાની! તેં તારો ખીલતો વખત માણુસ જાતનું રૂડું કરવામાં તથા ઇશ્વરનું સ્મરણ કરવામાં ગુજાર્યો નહીં!

હે મારા ઈશ્વર! હે મારા સ્વર્ગના પિતા! તું મને મારી જુવાની પાછી આપ. અને એવું કર કે હું જીવ્યો છું તેટલાં બીજાં વરસ વધારે જીવું જેથી મારી માઠા ચાલમાં ફેરફાર કરીને મારો સઘળો વખત લોકોનું કલ્યાણ કરવામાં તથા તને ભજવામાં રોકું. હે ઈશ્વર! તું એટલી મારી ઉપર

કૃપા કર. હું ફરીથી માગી લઉં છું કે એવું નહીં બને જે હું ભાગેલા ટૂટેલા દિલે આ દુનિયા છોડી ચાલતો થાઉં. હે ઈશ્વર! તું એવું બનવા દઈશ માં. હું કોલ આપું છું કે મારો વખત હું રૂડી રીતે વાપરીશ. વાસ્તે મારો વાસો હું સ્વર્ગમાં લઉં તેવી તૈયારી મને કરવા દે. પછી ગમે ત્યારે આ દુનિયામાંથી મને બોલાવ, હું તારી પાસે હસતો અને ખુશી થતો આવીશ.

## ખરી મોટાઈ.

માનવી ! તારી ખરી મોટાઈ શેમાં છે તે તારે જાણવું જોઇએ. તું ઘણી વેળા ભુલાવો ખાઇને નજીવી વસ્તુમાં મોટાઈ સમજે છે. તે મોટાઈ દુનિયાના લોકોને કેટલીએક વેળા ખરી માલમ પડે છે, પણ ઈશ્વરની નજરમાં તે ખોટી બદામ બરાબર છે. જે પુરૂષ લાખો રૂપીઆનો ધણી હોય તેને તું મોટો માને છે; જે પુરૂષ ગાડીઘોડે અને બાગબગીચામાં ફરતો હોય તેને તું મોટો લેખે છે. જે પુરૂષ લડાઈમાં સેંકડો માણસને કાપીને ફત્તેહ મેળવતો હોય તેને તું મોટો સમજે છે, જે પુરૂષ ઊંચો પોશાક પહેરતો હોય તેને તું મોટો માને છે.

પણ રે માનવી ! તેમાં તું ભુલાવો ખાય છે. તું જે માણસને મોટો કહે છે તેનામાં ખરી મોટાઈ મેળવવાને

મનુષ્યમાં જે અગત્યના ગુણ જોઈએ તે ગુણ તેની પાસે નથી. માટે ઈશ્વર તેવી ખોટી મોટાઈને એક બદામ જેવી લેખે છે. ખરી મોટાઇ પૈસામાં, બહાદુરીમાં, પોશાકમાં અને દમામમાં નથી. ખરી મોટાઇ ઈશ્વરની પ્યારી અને વહાલી વસ્તુમાં છે. ઈશ્વરની પ્યારી ચીજ "પૈસો" નથી. ઈશ્વરને પૈસો વહાલો હોત તો તેણે તે આડો અવડો ફેંકી દીધો હોત નહીં. ઈશ્વરે પસાને નજીવી વસ્તુ ગણી આડો અવળો વેરી નાંખ્યો છે કે જેને જોઈએ તે લુંટી લે. પૈસો ઈશ્વરને વહાલો હોત તો તે પોતાના સદ્‌ગુણી સેવકોનેજ આપત. પણ ઇશ્વરે આડો અવળો પૈસાને ફેંકી દીધો છે, અને તેથી તેનો વૈભવ દુરાચરણી અને નઠારા લોકો પણ કરે છે.

ઈશ્વર સદ્‌ગુણી મનુષ્યને કહે છે કે "મનુષ્ય ! તું પૈસા મેળવવામાં મોટાઈ સમજતો ના. તું સદ્‌ગુણી હઈશ તો મારો વહાલો અને માનીતો છે. પૈસામાં જો ખરી મોટાઇ હોત તો હું તે લુંટાવવા મુકત નહીં, પણ તારા જે । સદ્‌ગુણી અને લાયકીવાળા પુરૂષનેજ માત્ર બક્ષિસ કરત. હું પૈસાને તુચ્છ અને નજીવી વસ્તુ ગણું છું. તે મેળવવામાં તું મોટાઇ માનીશ ના."

આ ઉપરથી માલમ પડે છે કે પૈસામાં ખરી મોટાઈ નથી. એક તવંગર ગૃહસ્થને લોકો બબે હાથે સલામ કરતા

હોય તો તે તવંગર ખરી મોટાઇ પામે છે એવું ચોક્કસ કહેવાશે નહીં. કારણ, દુનિયાના લોકો તેને માન અને આબરૂ આપે છે, તે સભ્યતા લેખે આપે છે પણ તેથી તે મોટો છે એમ ચોક્કસ ઠરતું નથી.

માણુસની ખરી મોટાઈ, નીતિ અને સદ્ગુણમાં છે. ખરી મોટાઈ મેળવવાને માણસને પોતાની દાનત પવિત્ર અને સાફ રાખવી જોઈએ. ખરી મોટાઈ મેળવવાને માણસે પોતાના ભાઈબંધો ઉપર હેત અને પ્યાર રાખવો ઘટે છે. અને પોતાથી બને તેટલી પૈસાની તથા ઉદ્યોગની મદદ કરવી જોઈએ છે. ખરી મોટાઈ મેળવવાને વાસ્તે સદ્ગુણ આચરીને દુરાચરણનો ત્યાગ કરવો ઘટે છે. ટુંકામાં ખરી મોટાઈ મેળવવાને ઈશ્વરની બીક અને ધાસ્તી રાખવી જોઇએ છે અને તેની આજ્ઞા પ્રમાણે ચાલવું જોઇએ. વાસ્તે હે માનવી ! તું જાણજે કે તારી ખરી મોટાઇ ઈશ્વરનો ડર રાખવામાં તથા તેની આજ્ઞા પ્રમાણે ચાલવામાં છે અને બીજા કશામાં નથી.

---

## હું ઈશ્વરનો કેટલો આભારી ?

મારા પરમ ઈશ્વર ! હું તારો કેટલો બધો આભારી થયો છું ! તેં મારી ઉપર કેટલી બધી કૃપા કીધી છે

તેં મારી કેટલી બધી બરદાસ્ત લીધી છે ! હે ઈશ્વર ! તેં જે મારી ઉપર કૃપા કીધી છે અને તેં જે મારી બારદાસ્ત લીધી છે તેનો ખરો ખ્યાલ હું કરી શકતો નથી. તોપણ હું જરા લાંબો વિચાર કરી જોઉં છું ત્યારે તારો અત્યંત ઉપકાર થયેલો માલમ પડે છે. હું મારી પોતાની તરફ નજર કરૂં છું એટલે તારો ઉપકાર જોઈ શરમીંદો થઇ જાઉં છું.

હું જોઉં છું કે તેં મને માણસનો અવતાર આપ્યો છે, અને ઢોર કે પશુનો નહીં. એ તારો કેટલો ઉપકાર ! જો ઢોર કે પશુનો અવતાર આપ્યો હોત તો મારામાં બુદ્ધિશક્તિ ક્યાંથી હોત ? મારી કેવી અવસ્થા થાત ? હું કેવો અવાચક રહેત ? મારામાં બુદ્ધિબળ કેટલું થોડું હોત ? અને હું તને ક્યાંથી ઓળખત ? પણ હે ઈશ્વર ! તેં મારા ઉપર કેટલી બધી બક્ષિસ કીધી છે કે મને મનુષ્યનો અવતાર આપ્યો ! પણ અરે ! ધિક પડયો મારો અવતાર કે એવી અમૂલ્ય બક્ષિસનો હું ઉપયોગ કરી શકતો નથી.

આ દુનિયામાં અને પેલી દુનિયામાં મારૂં સારૂં થાય એવું વિચારીને તેં મને મનુષ્યનો અવતાર આપ્યો છે. એ તારો ઉપકાર કાંઇ જેવો તેવો અને નજીવો નથી. પણ અરે ! એ સિવાય મેં મારા ઉપર બીજા હજારો ઉપકાર કીધા છે. હવા વગર મને એક પળ ચાલે નહીં તે શ્વાસ લેવાને વાસ્તે તેં મને આપી છે. પાણી વગર મને

એક ઘડી ચાલે નહીં તે પીવાને તેં મને આપ્યું છે. અન્ન વગર મને એક દિવસ ચાલે નહીં તે મારે વાસ્તે તેં ઉત્પન્ન કર્યું છે. એ તારી મારા ઉપર કેટલી બધી કૃપા ?

વિચાર વગરના મૂર્ખ અજ્ઞાન લોક અન્ન, પાણી અને વાયુને મૂલ્ય વગરની વસ્તુ ગણે છે. કારણ તેઓને થોડી મહેનતે અને થોડે ખરચે સહેલાઈથી મળી શકે છે. તેવા પુરૂષોને દોલત મળે છે તોજ તેઓ તારી કૃપા સમજે છે. દોલત નથી મળતી તો તારે વિષે માઠું બોલે છે. પણ એ મૂર્ખ લોકો વિચાર કરતા નથી કે લાખો રૂપીઆનો ખજાનો, અન્ન પાણી ન મળે તો કંઈજ કામનો નથી. જે વખત તરસ અને ભુખ લાગે છે તે વખત લાખો રૂપીઆનો ખજાનો ખાવા પીવાને કામ આવતો નથી.

આફ્રિકા કે અરબસ્તાનનાં રેતીનાં રણ મધ્યેના એક મુસાફરને હું જોઉં છું. તે પોતાના ઉંટની ઉપર સોનાનાં પુતળીઆં અને રૂપાનાં ચાકળીઆં ભરીને મુસાફરી કરવા જાય છે. પણ તેની પાસે પાણીની સિરોઈ ખાલી થઈ છે. તે પોતાની આસપાસ નજર કરે છે અને રેતી શિવાય કાંઈપણ તેના જોવામાં આવતું નથી. તે 'પાણી' 'પાણી' કરીને બૂમ પાડે છે, અને આંખમાં આસુ લાવી ઈશ્વર સામું જુવે છે. એટલામાં સામેથી એક મુસાફર આવતો નજરે પડે છે. એક ઘુંટડો પાણીને વાસ્તે તે પોતાનો સઘળો

ખજાનો તેને આપવાને તૈયાર થાય છે. તેજ વખતે તે પાણીની કિંમત પૂરી રીતે સમજે છે. તેજ વખતે તે પોતાનો લાખો રૂપીઆનો ખજાનો ધૂળ અને રાખ બરાબર ગણે છે.

વાસ્તે ઈશ્વર મને ખજાનો–દોલત આપે તોજ હું તેનો આભાર માનું એવો હું મૂર્ખ થતો નથી. ખજાનો આપે કે નહીં તોપણ જે વસ્તુ વગર મને ઘડીભર ચાલે નહીં તે વસ્તુ આપે છે તે જ બસ છે. એ આભાર ઈશ્વરનો કાંઈ જેવો તેવો નથી. આ અમૂલ્ય વસ્તુને માટે જે લોકો તેનો આભાર નથી માનતા તેઓને જોઈને હું અત્યંત દીલગીર થાઉં છું. શા વાસ્તે કે તેઓ પોતાના ઉત્પન્ન કરનારને માઠું લગાડે છે.

એક પિતા પોતાના જે પુત્રનું સદા રક્ષણ કરે તેજ પુત્ર એક દમડીની બિસાદ સારૂ તેનો અત્યંત ઉપકાર ભૂલી જાય તો, તે પિતાને કેટલો ક્રોધ ઉપજે ? એવો પુત્ર નિમક-હરામ, પાજી અને લુચ્ચામાં ખપે, તેટલા માટે ઈશ્વર મને પૈસાની બક્ષીસ, ( જે બક્ષીસ અન્ન પાણી તથા હવા આગળ એક દમડી કરતાં પણ ઓછી છે, તે બક્ષીસ ) ન આપે તો શું હું ઈશ્વરના બીજા અત્યંત આભાર ભૂલી જાઉં ? ના, નહીં. જે દુષ્ટ માણસ ભૂલી જવા ઇચ્છતા હોય તેઓને ભૂલી જવા દો, પણ હું તો મારા જન્મ સુધી ભૂલીશ નહીં.

જે લોકો પાસે પૈસા નથી તેઓ આખો દિવસ બડબડ કરીને પોતાનું પેટ બાળે છે તથા ઈશ્વરને વિષે માઠું બોલે છે. તેઓ પોતાથી ઉતરતી હાલતવાળાઓની તરફ જોતા નથી. મને ઇશ્વરે રહેવાને વાસ્તે એક ન્હાની ઝુંપડી આપી છે તે છતાં હું સંતોષથી રહી તે દયાળુ કીરતારનો આભાર માનું છું. કેમકે હું ઘણાઓને જોઉં છું તો તેઓ સૂયના બળતા તાપથી, પવનના તોફાનથી, સખત વરસાદના મોટા ઝપાટાથી અને શરદની અતિશય ટાઢથી પોતાના શરીરનું રક્ષણ કરવાને પણ એવી ઝુંપડી નથી.

મને સુવાને બીછાનું મળે છે પણ કેટલાએકને તે પણ મળતું નથી. હું હજારો આંધળાઓને, હજારો પાંગળાઓને રસ્તામાં એક પૈસાને વાસ્તે બૂમ–બરાડા પાડતાં જોઉં છું, પણ સારા ભાગ્યે ઈશ્વરે મને તેવી હાલતમાં મેલ્યો નથી. હું હજારો દરદીઓને જોઉં છું; કોઇને કોઢ નિકળેલો, કોઈનો પગ સુજેલો, કોઈનું માથું ગુમડાથી ભરાયેલું, કોઈનું મ્હોડું ફોલ્લાઓથી સડેલું, કોઈનું આખું શરીર લોહી પરૂથી વહેતું, કોઇને જલંદર તો કોઈને સંધીવા થયેલો; એવા તરેહ તરેહના હજારો દરદીઓને હું જોઉં છું; પણ ઈશ્વરે મને તેવા દરદોથી બચાવી લીધો છે.

વાસ્તે તે કૃપાળુ ઈશ્વરનો મારી ઉપર કેટલો ઉપકાર!! ઇશ્વરે મને દોલતનો મોટો ખજાનો આપ્યો હોય અને હું

મારી કાયાથી નિરોગી ના હોઉં તો શા કામની એ દોલત, અને શા કામનો એ ખજાનો?

વાસ્તે હે ઈશ્વર! જે દરીદ્ર અવસ્થા લાચારોની છે અને જે દરદ અથવા રોગો તેઓને લાગેલા છે તે દરીદ્ર અવસ્થાથી અને દરદ તથા રોગોથી તેં મને મોકળો રાખ્યો છે, તેનો ઉપકાર હું કેમ વિસરૂં? જે નફટ લોકો તારો ઉપકાર માનવો છોડી દઈને તારે વિષે માઠું બોલે છે તેઓની હાલત ઉપર મને ઘણીજ દયા ઉપજે છે. ઈશ્વરે ફલાણા-ને આપ્યું અને મને નહીં, એવો દોષ કદી મારા સરજનહાર ઈશ્વર ઉપર મુકીશ નહીં. તેણે જે કીધું છે તથા મને જે આપ્યું છે તે વ્યાજબી વિચારીને જ; વાસ્તે તારા કીધેલા કામથી અને તેં આપેલી બક્ષીસથી સંતોષ રાખીને હું હરદમ આ પ્રમાણે બોલું છું કે "હે ઈશ્વર! હું તારો અત્યંત આભારી છું."



## મારૂં ખરૂં ડહાપણ.

આ દુનિયાનું સુખ અધુરૂં અને ક્ષણભંગુર છે તે શોધવામાં મારૂં ખરૂં ડહાપણ નથી, તોપણ તે અધુરૂં અને થોડા દહાડાનું સુખ શોધવામાં હું મારાથી બનતી સઘળી મહેનત કરૂં છું. મારાથી બને તેટલા સર્વ ઉપાય—વ્યાજબી કે ગેરવ્યાજબી—કામે લગાડું છું. પણ અરે! હું કેવો

મારા પોતાના વિષે સંભાળ વગરનો છું ? હું કેવો મારા પોતાના ફાયદા માટે પણ આંધળોભીત છું ?

હું જાણું છું કે હું સારાં કામ કરશ, બધા મનુષ્યને મારા ભાઈ બરાબર લેખી તેઓને દુઃખના અને સંકટના વખતમાં સાહ્ય થઈશ, હું મારા વહેવારમાં ચોખ્ખો અને ધાનતદાર રહીશ, હું મારૂં અંતઃકરણ સારૂં ને ચોખ્ખું રાખીશ, ટુંકામાં હું મારા ઇશ્વરથી બિઈને તેના કાયદા પ્રમાણે ચાલીશ, તો મરી ગયા પછી મને નિરંતરનું સુખ મળશે, મને એવી જગ્યા મળશે કે જ્યાં મોત જેવું કંઈ નથી. દુઃખ અને વિપત્તિ, રોગ અને દરદ જેવા સંકટ નથી. મને એવી જગ્યા મળશે કે જેને વંઈકુંઠ અથવા સ્વર્ગ કહે છે. જેના સુખનો પૂરો વિચાર સુદ્ધાં હું લાવી શકતો નથી.

એવું નિરંતર અને ખરૂં સુખ શોધવાની તજવીજ કરવાને બદલે આ ક્ષણભંગુર દુનિયાનું અધુરૂં અને થોડી મુદતનું હું સુખ શોધું છું. ધળ પડી મારા જીવતરમાં! હું મારા લાભને માટે ગમે તેવી મહેનત કરૂં, મારો જાન પટકી નાખું, એવો મારો સ્વભાવ છે, ત્યારે અરે જીવ ! મને વિચાર થાય છે કે અહિંનું થોડી મુદતનું અધુરૂં સુખ મેળવવા હું એટલી બધી મહેનત કરૂં છું, પણ નિરંતરના-સાચા સુખ વિષે એટલોજ બેપરવા રહું છું.

કારણ ઘાડું છે. મને મારા પેદા કરનાર ઉપર

વિશ્વાસ નથી. મરી ગયા પછી મારા શા હાલ થશે, તે હું જાણુતો નથી. મને સારી કે નરસી જગા મળશે એ મારાથી કહેવાતું નથી. એ પ્રમાણે હું નાસ્તિકને ઈશ્વરની હયાતી વિષે શક છે. તેથી મારાથી કહેવાઈ શકતું નથી કે, મને મરી ગયા પછી સાચું સુખ મળશે કે નહીં ?

જે વસ્તુ વિષે મને શક છે, જે વસ્તુ વિષે મારી ખાતરી નથી, તે માટે હું શું કરવા માથાફોડ કરૂં ? પણ જે વસ્તુ વિષે મને ખાતરી છે કે થોડું ઘણું અથવા થોડા દહાડાનું પણ સુખ મને મહેનત કીધાથી તથા ગમે તેવા ઉપાયો કામે લગાડયાથી તથા ગમે તેવાં ઉંધાંચતાં કીધાથી મળશે, તે માટે હું મહેનત કેમ ન કરૂં ?

પણ મારી અકકલ કયાં ગુમ થઈ ગઈ ? હું શું આવો નાસ્તિક છું કે મારા ઈશ્વરને હું નથી માનતો ? હું શું આવો અજ્ઞાન અને મૂર્ખ છું કે તેની હસ્તી વિષે મારી ખાતરી નથી ? બળ્યો મારો દેહ, ને બળ્યો મારો અવતાર. દુનિયાની અંદર કરોડો વસ્તુ પેદા થઈ છે તેમાં હું મારી બુદ્ધિથી કોઈ પણ બનાવનારની ધારણા જોઉં છું. ઉપર આકાશ અને નીચે જમીન તરફ નજર કરૂં છું. તે ઉપરથી સઘળી વસ્તુનો બનાવનાર એક ઈશ્વરજ છે એવું સાબીત થાય છે.

હું ઈશ્વર ઈશ્વર કરી ઘણી વેળા સાદ પાડું છું, તેમ

છતાં તેને વિષે મને શક ઉપજે છે ! ફટફટ મારો અવતાર. શક નહીં ઉપજતો હોય તો, હું મારા ઈશ્વરથી ડરૂં છું. હું સદ્ગુણનાં કામ કરૂં, ને નિરંતર સુખ શોધું, પણ શક ઉપજે છે—ખચીત શક ઉપજે છે. પણ એ શક મારે તદ્દન કા'ડી નાંખવો જોઈએ. કંઈ વખત લાગે તો ફિકર નહીં, પણ ઈશ્વર છે કે નહીં એવો શક તો મુદ્દલ રહેવો ન જોઈએ.

સદ્ગુણને માટે સારી અને દુર્ગુણને માટે માઠી જગા આપશે એ વિષે શક મુદ્દલ રહેવો ન જોઇએ. નહીં તો હું મારો સ્વાર્થ હાથે રહીને બગાડું છું. હું મારી છરી મારાજ ગળામાં ખોસું છું. માટે વિચાર કરી આ શક દૂર કરવા મારે ઢીલ કરવી જોઇએ નહિં. વાસ્તે ચાલ હું એકલો પેલા ખુણામાં જઈ થોડો વિચાર કરી મારો શક દૂર કરૂં.

હું ચંડાળને મારા ઈશ્વરની હયાતી વિષે શક ગયો. હું વિચાર કરવા ખુણામાં આવ્યો, પણ મારી બુદ્ધિ કયાં ગુમ થઈ ગઈ ? મારૂં ડહાપણ કયા ખાડામાં પડયું ? જે ધૂળ મારા પગ તળે કચરૂં છું તે ધૂળની મારી તાકાદ છે કે એક રજકણ પણ બનાવું ? નહીં, મારી તાકાદ નથી.

ઈશ્વરની બનાવેલી વસ્તુમાંથી સેંકડો વસ્તુઓ જુદા જુદા આકાર આપી હું બનાવું, પણ મારી કે હરકોઈ માણસની તાકાદ છે, કે જે વસ્તુ ઈશ્વરે પેદા કીધી નથી તે હું પેદા કરી શકું ? હું મારે બેસવા સારૂ એક સુંદર

લાકડાંની ખુરસી બનાવું, પણ તે શામાંથી ? જે લાકડું ઈશ્વરે પેદા કીધું છે તેમાંથી. પણ મારી મગદુર છે કે તે લાકડું હું ઉત્પન્ન કરૂં ?

જે ધૂળ ઉપર હું ચાલી જાઉં છું, તે ધૂળની એક રજ મારા હાથમાં લઉં છું. સાદી આંખે જોઉં છું તો તે રજ રેતીના દાણા કરતાં પણ ઘણીજ ઝીણી માલમ પડે છે. પણ જો તે રજને એક સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી જોઉં તો તેની આસપાસ સેંકડો ઝીણી ઝીણી રજકણો વળગેલી દેખાશે. હું વિચાર કરૂં છું કે તે શાથી વળગેલી છે? શું તેની આસપાસ સરેસ કે ગુંદર લગાડયો છે ? ના, કંઈજ નહીં. ત્યારે શા આધારથી આટલી બારીક રજની આસપાસ બીજી સેંકડો રજો વળગી રહી છે ?

મોટા વિદ્વાનો કદાચ કહેશે કે સૂક્ષ્મ આકર્ષણે કરીને. પણ એ આકર્ષણની શક્તિ આવી કયાંથી ? અથવા એ બારીક રજમાં એ શક્તિ મુકી કોણે ? આનો જવાબ એટલોજ કે તે આવી જગત-કીરતાર પાસેથી, ને તે મુકી જગત-કીરતારે. આથી વધારે ખાતરી ભરેલો જવાબ આપવાની કોઈની મગદુર નથી.

દુનિયામાં લાખો પ્રાણીઓ, ઝાડપાનો તથા કરોડો બીજા નિર્જીવ પદાર્થો કોણે બનાવ્યા ? સૃષ્ટિમાં સૂર્ય, ચંદ્ર, ગૃહ તથા તારા કોણે બનાવ્યા ? મારા ઈશ્વરે, જેની

શક્તિનો કાઇપણ વિચાર મારાથી થઇ શકતો નથી. હું એક ઘાસના તણુખલાંમાં પેદા કરનારની અપાર શક્તિ જોઉં છું, ત્યારે આખી સુષ્ટિની ઉત્પન્ન થએલી ચમત્કારીક વસ્તુઓમાં તે બનાવનારની કેટલી શક્તિ હશે? કેટલું તેણે ડહાપણ વાપર્યું હશે?

હું એક તમાચો મારી શરમિંદો થાઉં છું, આંખમાં આંસુ લાવી આકાશ તરફ જોઉં છું, ને પશ્ચાતાપ કરી ક્ષમા માગું છું. હે ઇશ્વર, તારી હયાતી વિષે હું નાસ્તિકને થોડીવાર શક ગયો, પણ જરા વિચારથી, તથા બુદ્ધિ ગુમ થઇ ગઈ હતી તેને ઠેકાણે લાવ્યાથી હું તને હરેક વસ્તુમાં ખુલી આંખે જોઉં છું.

હવે મને કોઇ પણ તરેહનો શક નથી. હે ઈશ્વર! મને શક તો અગાઉ પણ મુદલ નહીં હતો, પણ હું વિચાર કરવા બેઠો કે મારૂં ડહાપણ હમેશનું સુખ શોધવામાં છે, તે સુખ હું શોધતો નથી ને થોડી મુદતનું નજીવું સુખ શોધવામાં મારો સદાનો સ્વાર્થ ખોઉં છું, તેનુ કારણ શું? મારા પોતાના લાભ માટે દેખતી આંખે આંધળો રહું છું તેનો અર્થ શો?

તેનું કારણ, તેનો અર્થ કંઇજ નહીં પણ એજ કે મને મારા ઇશ્વરમાં પુરતો વિશ્વાસ નથી નહિ તો હું આવો મતલબીઓ મારા લાભને માટે મારો જીવ પટકી નાખું, તેવો તે નિરંતરનું સુખ શોધ્યા શિવાય કેમ રહું? એ સવાલ ઉપરથી

મને શક ગયો કે રખેને મારા પેદા કરનાર ઉપર મારો વિશ્વાસ ન હોય. એજ સવાલ ઉપરથી શક ગયો, ને બીજા કશાથી નહીં.

પણ હે ઈશ્વર ! તારા અસ્તિત્વ વિષે મારો આગળ શક નહોતો, હમણાં નથી, ને હવે પછી થશે જ નહીં. એટલો વિચાર કીધાથી હે મારા સ્વર્ગના પિતા ! તારે વિષે મને પૂરે પૂરો ભરોસો આવ્યો. એટલો થોડો વિચાર કીધાથી હે ઈશ્વર! મેં જાણ્યું કે નિરંતરનું સુખ મેળવવાને હું તજવીજ કરતો નથી, તે એટલાજ માટે કે મારામાં મૂર્ખાઇ છે, મારામાં અંધાપો છે. હે ઈશ્વર ! હું મૂર્ખ, હું આંધળો હોવાથી મને મારો પોતાનો લાભ માલમ પડતો નથી. મને મારો પોતાનો લાભ સુઝતો નથી. હું ચાર દહાડાના સુખને માટે હમેશના સુખનો વિચાર કરતો નથી. માટે હે ઈશ્વર ! બળ્યો મારો અવતાર. હે ભગવંત ! મને એવી બુદ્ધિ આપ કે નિરંતરનું સુખ મેળવવાને કંઈ યોગ્ય ઉપાય કરૂં. કેમકે હું જાણું છું કે મારૂં ડહાપણ હંમેશનું સુખ શોધવામાંજ છે.

હે ઈશ્વર ! મેં જોયું કે મારૂં ખરૂં ડહાપણ નિરંતરનું સુખ શોધવામાં છે, ને તે મારે શોધવું જોઈએ. તેની શોધ માટે મારૂં તન મન લગાડવું જોઈએ. દુનિયામાં કોઇ એવો માણસ હશે નહીં કે વહેલું કે મોડું એ સુખ શોધવા

તજવીજ કરતું નહીં હોય. ગમે તેવો પાપી–ચંડાળ હશે પણ તે પોતાના મરવાના ચોકા ઉપર એવી ઇચ્છા કરશે કે મને પરલોકમાં નિરંતરનું–સાચું સુખ મળો.

પરંતુ તેની આ ઇચ્છા મિથ્યા છે. તે પોતાનાં કરેલાં કાળાં કર્મ માટે પશ્ચાત્તાપ કરે છે અને જાણે છે કે મને નિરંતરનું સુખ મળવાનું નથી. તે છતાં આ પ્રમાણે બોલે છે કે, 'હે ઈશ્વર! મારા અપરાધ માટે ક્ષમા કર અને મને નિરંતરનું સુખ આપ.' એ પ્રમાણે હું જોઉં છું તો સઘળા વહેલા યા મોડા નિરંતરનું સુખ શોધવા માગે છે. પણ એ પ્રમાણે ખુશીમાં આવે તે વખતે એ સુખનો વિચાર કરવો એ ખચીત વ્યર્થ છે.

તે સુખ વિષેનો અગાઉથી વિચાર કરવો જોઈએ છે. ઈશ્વર કહે છે કે ' રે કાળા માથાના માનવી, મુક્તિ–ધામ પ્રથમ શોધ, અને પછી દુનિયાની લાલચને વળગ. ખરેખર, તેમજ કરવું જોઈએ. આ આવું અગત્યનું અને મહા-ભારત કામ કોણ જાણે વળી કયા મુરત ચોઘડીયા સારૂ અટકાવી રાખવું ?

મારી અને દરેક માણુસની એજ ઇચ્છા હોવી જોઈએ કે પહેલાં મુક્તિ–ધામની, નિરંતર સુખની શોધ કરવી, અને પછી બીજી વસ્તુ ઉપર ધ્યાન પહોંચાડવું. જ્યારે પાકી ઉમ્મરે પ્હોંચી મરવાની તૈયારી થશે, જ્યારે સથારા ઉપર

પડી પ્રાણપોકની તૈયારી થશે ત્યારે આ નવી અને મહાભારત વસ્તુ વિષે વિચાર કરવો વ્યર્થ છે.

આ પ્રમાણે આપણા ખરા લાભને માટે ઢીલ કરી, એ ગરદન કાપીને પાછી સજીવન કરવાની તજવીજ કર્યા બરોબર છે. ખરેખર, જ્યારે આ દુનિયામાં સુખની જરા પણ આશા રહેતી નથી, ત્યારે નાચાર થઇ બીજી દુનિયાનું સુખ શોધવા વિચાર કરીએ એ સદ્ગુણ અને નીતિનું કામ નહીં. એમ કીધાથી આપણે ઈશ્વર પાસે જતા નથી, પણ એથી ઉલટું આપણે તેથી વધારે ને વધારે વેગળા થતા જઇએ છીએ. માટે મુક્ત-ધામ શોધવું હોય, નિરંતરનું સુખ મેળવવું હોય તો મને તથા સર્વને ઘટે છે કે પહેલાંથીજ એ શોધનો વિચાર કરવો, ને તે પછવાડે મંડવું.

આપણો જીવ સર્વાંશે આપણા પેદા કરનાર ઈશ્વરમાં લગાડવો જોઇએ, એટલુંજ નહીં પણ આપણી બધી ભક્તિ, આપણી બધી શક્તિ, દુનિયાનો સઘળો હલકો ને નીચો લાભ પડતો મૂકી, આ ઘણાજ મહાભારત ફાયદા માટે કામે લગાડવી. અને આપણી આશાની મતલબને પહોંચવાને જે જે કામ ઈશ્વરે આ દુનિયામાં કરવાને સોંપેલાં છે તે ઉપર જરૂર જેટલું જ લક્ષ આપવું.

ત્યારે શું આપણે મુક્તિ-ધામના સુખનો વૈભવ ભોગવવા માંગીએ છીએ ? માંગતા હોઇએ તો આપણાં કામોમાં

આપણી મુખ્ય ઇચ્છા પ્રગટ કરવી જોઇએ છે. મહેનત કર્યા વગર તથા પરસેવો ઉતાર્યા વગર માણસ અનાજ વાવીને કાપી શકતો નથી. ત્યારે શું સદ્‌ગુણનાં કામોમાં હાલચાલ કર્યા વગર તે એવી આશા રાખશે કે હું એકદમ સ્વર્ગમાં જઇશ ?

જો, માણસો પોતાની તરેહ તરેહની મતલબો પૂરી પાડવાને કેવી કેવી યુક્તિઓ કરે છ ? અને કેટલી કેટલી રંજ ખેંચે છે ? જો એક લોભી માણસ એક સરખો મહેનતથી દુનિયામાં ફતેહ પામવાને કેવો ઉદ્યોગ કરે છે ? કેવો તે પહો ફાટતાં ઉઠે છે ? કેવો તે રાતના બાર બાર વાગતા સુધી પોતાનું શરીર કામમાં ખેંચે છે ? એ બધુ શું કરવા ? આ દુનિયામાં ખજાનો અને જર એકઠો કરવા.

માણસો આ પ્રમાણે આ દુનિયામાં પોતાનું સુખ શોધવા આવી રંજ ખેચે છે, ત્યારે વગર રંજ ખેંચવે સ્વર્ગની વસ્તુઓ પોતાની મેળે કદી તેને મળશે ખરી ? ના, કદી નહીં માણસ ! મારા ભાઇબંધ, કદી એવી આશા રાખીશ નહો. ચાલો ત્યારે હું પણ તૈયાર થાઉં ને તમે તૈયાર થાઓ. ચાલો આપણે મુકી દઇએ સઘળી ઢીલ અને આળસ, અને મુકી દઇએ આ દુનિયાના સુખ વષેનો લાંબો [ ચાર.

ચાલો આપણે, એક પિ ।ના ભાઇઓ ! તાકીદ કરો, મુક્તિધામની શોધ પછવાડે આપણે વળગી રહીએ. આ ન ।  . ...સઘળી વસ્તુઓને ખરી વસ્તુ મેળવવા સારૂ

આપણાં મુખ્ય હથિયારો કરીએ એક વખત એ પ્રમાણે કીધું, એક વખત આપણા મનનો નિશ્ચય કીધો તો પછી કંઈ મુશ્કેલ લાગશે નહીં. વાસ્તે હું તૈયાર થાઉં છું અને તમે પણ થાઓ, કેમકે આપણું ખરૂં ડહાપણ મુક્તિ–ધામ અને નિરંતરનું સુખ મેળવવામાંજ છે.

---

## હું કેવો મૂર્ખ !

અરે હું કેવો મૂર્ખ નીતિનો અને સદ્ગુણનો માર્ગ પકડવામાં પ્રથમ મહેનત નહીં કીધી, નીતિની બાબદો ચિત્ત દઈને થોડા દહાડા હું વાંચવા લાગ્યો. પાછું મારૂં મન ફરી ગયું. મને ટાહેલાં જેવું લાગ્યું તેથી મેં કંટાળો ખાધો અને બીજી રમુજી અને જાણવાજોગ બાબદો વાંચવા લાગ્યો. મેં જોયું કે નત્ય તેનું તે જ.

રામાયણ સાંભળતાં એક જણે સાર કા'ડયો કે રાવણ સીતાને લઈ ગયો, તેની ઉપર રામચંદ્રજીએ ચડાઇ કરીને સીતાને પાછી લઇ લીધી, તેમાં એટલુંબધું ટાહેલું શું ? એટલો મોટો રામાયણનો પોથો શો ?

તેમજ મેં પણ નીતિની બાબત થોડા દહાડા વાંચી સાર કહાડયો કે ઇશ્વરથી બિ'વું અને તેની આજ્ઞા પ્રમાણે ચાલવું એ માણસનો ધર્મ છે. હવે એ ટાહેલું વારંવાર શું કરવા વાંચું ? કોણ માથું દુઃખાવે. નિત્ય તેનું તે જ.

પણ અરે હું મૂર્ખ, મારી બુદ્ધિ થોડીવાર ગુમ થઈ ગયેલી હતી, તે ઠેકાણે આવી. નીતિનો સાર તો એજ છે કે ઈશ્વરથી બિ'વું અને તેની આજ્ઞા માનવી. પણ એ સાર સમજ્યો તે શા કામનો ? એ પ્રમાણે ચલાતું નથી. જો હું એ પ્રમાણે ચાલું તો પછી જોઈએ શું ? પણ દુનિયા એવી રીતે રચેલી છે કે, તરેહ તરેહના લોભ અને વિકાર ઉત્પન્ન થાય છે અને પતંગીયાની પેઠે દેખતી આંખે આંધળા થઇ માણુસો ડુબી મરે છે.

હું જાણું છું, કે નીતિનો અને સદ્ગુણનો માર્ગ આ છે, તે છતાં લોભની લાલચે ફસાઈને પતંગીયાના જેવા મારા હાલ થાય છે. તેને માટે નિત્ય મારે નીતિનો બોધ વાંચવો કે સાંભળવો જોઈએ, તેથીજ મારી બુદ્ધિ ઠેકાણે રહેશે. નીતિ અને સદ્ગુણ તરફ મારૂં મન લગાડનાર ઉપાય નિત્ય ચાલુ જોઇએ.

દુનિયાની લાલચ આગળ હું ત્રણ વરસનું બચ્ચું છું, અને જેમ બચ્ચાંને વારે ઘડીએ બોધ કીધાથી તે સાવધ રહે છે, તેમ મને પણ બોધ થવાની જરૂર છે. લાલચના ફાંદાથી દૂર રાખવાને તે એકની એક વસ્તુ ઘણી કામની છે.

માણુસ મરી જાય છે ત્યારે હું મશાણ કાંઠે જાઉં છુ. માણુસને ચેહ ઉપર બળતાં જોઈ મને દિલમાં ઘણું લાગે છે કે મારા પણ એજ હાલ થશે. તેથી મને વૈરાગ ઉત્પન્ન થાય

છે, અને કાળાં કર્મ કરવા સુદ્ધી હઉં એમ લાગે છે; પણ શ્મશાનમાંથી ઘેર આવ્યો એટલે પાછું તેનું તે.

એ પ્રમાણે આ દુનિયાની લાલચ છે. તેને માટે બળદને મારવા જેવી પરોણી નિત્ય મારા દિલમાં ભોકવી જોઇએ, કે હું સીધે રસ્તે ચાલ્યો જાઉં. એ પ્રમાણે જો નહીં હોત તો ધર્મની જરૂર ન હોત. દુનિયાની રચેલી લાલચને માટે એવી જરૂર છે.

તેમજ સદ્ગુણની તથા નીતિની વાત સાંભળવાની તથા વાંચવાની જરૂર છે. ગમે તેવી રીતે તે લખેલી હોય–સારી અથવા ખરાબ ઈબારતે–તો પણ મારે વાંચવી તથા સાંભળવી જોઇએ. મારે ઇબારત સાથે કામ નથી, મતલબ સાથે કામ છે.

ગમે તેમ લખ્યું હશે તો પણ માંહેથી કંઈ પણ સાર મારા ફાયદાનો નિકળશે. કંઇજ નહીં તો એટલું તો નીકળશે કે હું નીતિ અને સદ્ગુણને ચાહું. આવો રૂડો વિચાર આવ્યો તેથી હું ઈશ્વરનો ઉપકાર માનું અને મો'ઢા ઉપર તમાચો મારી કબૂલ કરૂં છું કે કેવો હું મૂર્ખ !

---

# ભાગ ૫ મો.

## આત્માનો ઉદ્ધાર.

આ સર્વથી અગત્યની બાબદ ઉપર આ દુનિયામાં કેટલું થોડું ધ્યાન પહોચાડવામાં આવે છે? મારા આત્માનો ઉદ્ધાર કરવો એ મારા જીવતરનું મુખ્ય કામ છે એવો વિચાર કેટલા થોડા લોક કરે છે? વાંચનાર, આ બાબત વિષે ઘણી કાળજી રાખીને તું એ પ્રમાણે ચાલ્યો છે? જો એ પ્રમાણે હોય તો તું ખાતરીથી નિચે પ્રમાણે બોલીશઃ—

"મારા શરીરમાં આત્મા છે, મારો આત્મા સુખ કે દુઃખમાં સદાકાળ રહેવો જોઈએ. મારા શરીર કરતાં તે એટલું બેહદ સુખ તથા દુઃખ ખમવાને શક્તિવાન છે કે જેનો ખ્યાલ હું કરી શકતો નથી."

"આ પૃથ્વી ઉપર હું થોડા વરસ રહેવાનો છું. એવામાં હું ગરીબી અવસ્થામાં ડુબી ગયો અથવા મોટો રાજાધિરાજ થયો તોય શું થયું? મારા ભાઈબંધોએ મારો તિરસ્કાર કર્યો કે મને માન આપ્યું તોય શું થયું? મારૂં શરીર રોગી અથવા નિરોગી હોય, દુઃખથી અથવા સુખથી ભરેલું હોય તો પણ શું થયું?

"આ સઘળી બાબત નજીવી છે. મોત ચોકકસ અને

પાસે છે. મારા શરીરમાંથી પ્રાણ ગયો એટલે "માટી સાથે માટી અને રાખ સાથે રાખ" મળી જશે. મરતી વેળાએ "આ દુનિયા મારી છે" એમ કહું તો એથી મને શો લાભ થશે ? તથા એથી મને શું સુખ પ્રાપ્ત થશે ?

"પણ મારો આત્મા સદાકાળ સુખી અથવા દુઃખી રહેશે; મારી મુક્તિ થશે કે નરકકુંડમાં મને ડુબવું પડશે ? આ અને માત્ર આજ મોટી અગત્યથી અને જાણવાજોગ વસ્તુ છે.

"ઇશ્વરના ક્રોધમાંથી ઉગરવું અને સ્વર્ગમાં વાસ કરવો એ વિચાર મારે પ્રથમ કરવો જોઇયે. જો એમજ હોય તો ચાલ હું મારા મનમ ફરીથી પુછી જોઉં કે કઈ દુનિયા વિષે મારી ઘણી આતુરતા છે ? આ કે બીજી ? કઈ વિષે મને ઘણી ફિકર ચિંતા છે

"શું હું વારે ઘડીએ મારા મનને પૂછતો નથી કે 'હું શું ખાઇશ ? હું શું પીઈશ ? મને કેવાં કપડાં મળશે ?' પણ ખરા દિલથી મેં કયે દહાડે પૂછ્યું કે "મારો ઉદ્ધાર થવા માટે મારે શું કરવું જોઈએ ? જો મારા આત્મા વિષે મને ફિકર ચિંતા ન હોય તો ચોક્કસ જાણવું કે મારી સ્થિતિ ખરાબ અને ભયભરેલી છે."

## પાપ.

પાપી મનુષ્ય ! તેં કદી પૂછ્યું છે કે પાપ એ શું છે ? જો તેં આ વિષેની શોધ અથવા પુછપરછ કીધી ન હોય તો ચોકસ જાણજે કે તારી સ્થિતિ ભયભરેલી છે. તારો ઉદ્ધાર થવો કઠણ છે. ગંભીરપણાથી આકાશ તરફ તું નજર કર. તારૂં અંતઃકરણ ઈશ્વર તરફ વાળ અને બોલ કે હે પ્રભુ ! મને પાપ વિષેનો બરાબર વિચાર આપ.

પાપ એ નિયમનું ભંજન છે. કયા નિયમનું ? સર્વથી પવિત્ર ઈશ્વરી નિયમનું. એ નિયમ કયાં માલુમ પડશે ? સૃષ્ટિમાં. મેં કદી મનને પૂછ્યું છે કે મેં ઈશ્વરનો કયો નિયમ ભાંગ્યો ? મેં કદી વિચાર કીધો છે કે જે પ્રમાણે બોલથી અથવા કામથી ઈશ્વરના નિયમનું ખંડન થાય છે તે પ્રમાણે મનની ધારણાથી પણ થાય છે ?

મેં કદી ધાર્યું છે કે કાયદો ઈશ્વરી ગુણ છે તથા તે અંતઃકરણના વિચારને, ધારણાને અને મતલબને પહોંચે છે ? તથા દરેક આડા વિચાર એ નિયમનું ખંડન છે; તથા દરેક અપવિત્ર ઇચ્છા એ પાપ છે ! તથા દરેક ભુંડો બોલ જે મનુષ્ય બોલે છે તેનો તેને જવાબ દેવો પડશે.

હાય હાય ! કેટલા બધા વિચાર મારા મનમાં ઉત્પન્ન થાય છે ? હું જાણતો નથી કે ફલાણા વિચાર પાપભરેલા

છે ! હરરોજ મેં કેટલા બધા ભુંડા બોલ વાપર્યા છે કે જેનો હું વિચાર પણ કરતો નથી. તે હરેકને માટે મારે જવાબ દેવો પડશે. માઠા વિચાર અને બોલને માટે મારા દિલમાંથી ક્યારે ઉલટ ભરેલો વિચાર નિકળ્યો કે "ઈશ્વર ! હું પાપી મનુષ્ય ઉપર તું દયા કર."

જો પાપ એ ઈશ્વરના કાયદા ભંજન હોય, અટલે કામ કરવામાં, વિચાર કરવામાં, બોલ બોલવામાં, કાયદા પ્રમાણે ન કરવું, તથા જે કરવાને તેનો કાયદો મના કરે છે તે કરવું એ પાપ હોય, તો મારે કેટલો બધો જવાબ આપવો પડશે ? તેનો મેં આગાઉ બિલકુલ વિચાર કીધો નથી.

મેં વારે ઘડીએ કબૂલ કીધું છે કે, "જે કરવું ન ઘટે તે મેં કીધું છે અને જે કરવું ઘટે તે કરવાનું મેં છોડી દીધું છે, અને મારામાં મુદ્દલ શક્તિ નથી." અરેરે ! જે વિષે મને અંતઃકરણમાં ન લાગ્યું, તે મારે મહોડે કબૂલ કરીને મેં ઈશ્વરની મશ્કરી કીધી છે. હે ઈશ્વર ! મારા અંતઃકરણને હવે સમજવા દે કે પાપ એ શું છે ?

---

## ઈશ્વર ઉપર ભાવ.

સવે મનુષ્યે—અને તેટલા માટે તેં મારા પ્રિય વાંચનારા, અને મેં પોતે—પાપ કીધાં છે, એટલે આપણે ઈશ્વર-

ના નિયમ ભાંગ્યા છે. કારણ દુનિયામાં કોઇ પવિત્ર નથી. એવો કોઇ નહીં હશે કે જેણે ઈશ્વરનો કાયદો બધી વાતમાં પાળ્યો હશે.

આપણે હરેક કામ કરવામાં, હરેક બોલ બોલવામાં, હરેક માઠી ઇચ્છા કરવામાં, તેનો કાયદો ભાંગ્યો છે. આ જે અન્યાય આપણી ઉપર મૂકવામાં આવ્યો છે તે મોટો છે, પણ તે ખરો છે એમાં કોઇથી ના કહેવાશે નહીં.

આપણાં મન સુધારવા માટે ઈશ્વરની ખરા અંતઃકરણથી પ્રાર્થના કરીને ચાલો આપણે આ વિષે વિચાર કરીએ. ચાલો આપણા ઈશ્વરની મુખ્ય આજ્ઞા તપાસીએ. ઈશ્વર કરતાં બીજી વસ્તુ ઉપર વધારે પ્રેમ અને વધારે ભાવ રાખીને તથા ઈશ્વર કરતાં બીજાઓ ઉપર વધારે ભરોસો રાખીને આપણે ઇશ્વરના અપરાધી ઠર્યાં છીએ.

ઈશ્વર ઉપર ભાવ રાખવો જોઇએ, તેમ આપણાથી પુરી રીતે બન્યું નથી. આપણે ઇશ્વરની પ્રાર્થના ખરા દિલથી કોઇજ કાળે કીધી છે? ઉલટું, ઘણી વેળા વગર દિલની ભક્તિ કરીને આપણે અપરાધી થયા છીએ. પ્રાર્થના કરવામાં ગંભીર મન, ખરી અદબ, અને ખરા દિલની પ્રીતિ જોઇએ તે દેખાડવામાં આપણે કેટલા પાછળ પડ્યા છીયે!

પ્રાર્થના કરવામાં વગર વિચારે અને વગર ધાસ્તીએ ઈશ્વરનું નામ કેટલી વખત મો'માંથી કહાડયું છે? જેઓ તેનું નામ ફોકટ લે છે તેઓને ઈશ્વર નિરપરાધી ગણશે નહીં.

પાપી મનુષ્ય ! તારા મો'ડા ઉપર જોરથી એક તમાચો માર અને બોલ કે હું અપરાધી છું. નીતિ સંબંધી સઘળા કાયદા પાળવાની જરૂર છે. તારા પડોસી ઉપર, તારા ભાઇબંધ ઉપર તું શું પ્રીતિ રાખે છે ? તારા ભાઇબંધોને નુકસાન ન પહોંચે એવું સદા તેં કર્યું છે ? તારાં માબાપની આજ્ઞા તોડીને તું શું કદી અપરાધી થયો નથી ?

તું શું જાણુતો નથી કે વગર કારણે ક્રોધ કરવો એ ખૂન કર્યા બરાબર છે ? તું શું જાણુતો નથી કે દરેક કામરૂપી અપવિત્ર ઇચ્છા, તે વ્યભિચાર કર્યા બરાબર છે ? તું શું જાણુતો નથી કે એકેએક છુપા ઠગાઇ, તથા તારી શક્તિ પ્રમાણે ગરીબને સાહ્ય થવામાં તારી ગફલત એ ચોરી કર્યા બરાબર છે ?

ખરેખર, જે કામ કરવાને કાયદો મના કરે છે તે કામ કરીને તથા જે કામ કરવાને તે કાયદો આજ્ઞા આપે છે તે કામ ન કરીને સર્વે મનુષ્યે પાપ કર્યું છે. ત્યારે મે શુ કર્યું છે ? અને શું નથી કર્યું ?

ત્યારે મારી સ્થિતિ કેવી છે ? પાપ અને દુઃખથી ભરેલી છે. મને તે અત્યાર સુધી કેમ માલમ ન પડી ? કેમકે સત્યના પ્રકાશની સામે પાપે મારી આંખને આંધળી કરી મુકી હતી.

## ઈશ્વરનો કોપ.

ઈશ્વરનો કોપ, આ બિહામણા શબ્દોનો અર્થ શો? ઈશ્વરનો કોપ એ પાપ તથા પાપીની સામે તેના વાજબી ક્રોધ અને વાજબી ગુસ્સાની ખરી નિશાની છે. જો ઈશ્વર ગુસ્સે હોય તો તેની નજર આગળ ઉભું રહેવાને કોનામાં તાકાત છે?

જે પોતાના આખા જીવતરમાં, વગર અટકવે, વગર ખામીએ, વગર ચુકે વિચારવામાં, બોલવામાં અને કરવામાં, નીતિથી ઉલટો ચાલતો હોય અથવા જે કામ કરવાને કાયદો ધિઃકારે છે ને કામથી કેવળ આડે માર્ગે જતો હોય તેની ઉપર ઈશ્વરનો કોપ થાય છે. તે જોઈએ તો જુવાન હોય કે ઘરડો હોય, જોઇએ તો તવંગર હોય કે નિર્ધન હોય, જોઇએ તો વિદ્વાન હોય કે અજ્ઞાન હોય.

હવે વિચાર કરો કે કોઈપણ એવો દહાડો ગયો છે, કોઈ પણ એવો કલાક ગયો છે, કોઈ પણ એવી પળ ગઈ છે કે જેમાં આપણી સ્થિતિ ઈશ્વરી નિયમ પ્રમાણે રહી હોય? દરેક અપરાધી ઉપર એક એક અપરાધને માટે ઈશ્વર ક્રોધ કરે છે. તે વળી માત્ર ખૂન, વ્યભિચાર અને એવાજ મોટા પાપને માટે નહીં, પરંતુ દરેક પાપ ભરેલા વિચારને માટે, ને જે દરેક પળ આપણે ઈશ્વર ઉપર ખરા દિલથી અને સર્વ ભાવથી પ્રેમ રાખવાને ચુકયા હોય તે દરેક પળને માટે તેને આપણા ઉપર ક્રોધ ચડયો છે.

અરે! ત્યારે તમારી ઉપર અને મારી ઉપર કેટલો બધો ઇશ્વર ક્રોધે ભરાયો હશે? વરસો વરસ ઈશ્વરની સામે આપણે પાપ કરતા આવ્યા છીયે. શું આ ખરી વાત છે? તમારી તાકાદ છે કે તમે તેને ખોટી પાડી શકશો? ત્યારે હરેક પાપીની ઉપર પાપને માટે ઈશ્વરનો કોપ છે એમ સમજવું.

ઈશ્વર ઉપર ખરો ભાવ રાખીને મારા કામમાં, મારા વિચારમાં અને મારા શબ્દમાં હું પ્રમાણિક રહ્યો નથી, ત્યારે શું મારો આખો અવતાર અપરાધ કરવામાંજ ગુજર્યો? મારી સ્થિતિ ત્યારે કેવી ભયભરેલી છે? આ કેવું આશ્ચર્યકારક?

ઈશ્વરનો ધિક્કાર પાપીને નરક કુંડમાં ઝોકાવશે, એવું જાણ્યા છતાં હું હરેક કલાક એશઆરામમાં રહું છું તથા વગર ધાસ્તીએ સુઉં છું તથા ઉઠું છું, એથી કેટલું બધું મારા દિલનું કઠોરપણું અને મનનું અંધારૂં માલમ પડે છે? હવે તે દૂર કરીને ઈશ્વરની ક્ષમા માગીને પાપથી દૂર રહીશ.



## પશ્ચાતાપ કરવાની ઢીલ.

માણુસ જાત પાપી છે એ કોઈથી પણ ના કહેવાશે નહીં. ઘણી વખતે તે પોતાની મતલબ સાધવા સારૂ તથા ચાર ઘડી આ દુનિયાનું સુખ ભોગવવા સારૂ પાપ કરે છે, પણ તેનો પશ્ચાતાપ કરવાને તે ઘણી ઢીલ લગાડે છે.

એવી તરેહની ઢીલ બીજી કોઈ સાંસારિક બાબતમાં તે લગાડતો નથી. જો તેને પાંચ પૈસા મળવાના હોય તો તે તરત મહેનત કરવાને તૈયાર થશે. જો તેને તેના તથા તેના કુટુંબના લાભ સારૂ એક ઉપાય બતલાવ્યો હોય તો તરત તે ઉપાય કામે લગાડવાને એકદમ સાવધ થશે. એવા કામમાં ઢીલ અથવા સુસ્તી બતલાવવામાં તે બેવકુફી ગણે છે.

પણ જો તેને તેના પાપ વિષે કંઈ કહ્યું હોય અથવા ઈશ્વરી કાયદા પ્રમાણે ચાલવાને કહ્યું હોય તો તે એકદમ કંટાળો ખાતો માલમ પડે છે. તેના જીવનું સદા કલ્યાણ થાય એ વિષેના સવાલો ઉપર તે કોઈ પણ રીતે લક્ષ આપતો નથી. તે પોતાના પાપને વાસ્તે ખરા દીલથી પશ્ચાત્તાપ કરવાને ઘણી ગફલતીમાં રહે છે.

દુનિયાદારીના વખતમાંથી થોડોક વખત પ્રભુની ભક્તિ કરવી તથા પાપનો પશ્ચાત્તાપ કરવો જોઇએ એવું દરેક જણને સહેજ વિચાર કર્યાથી માલમ પડશે. પ્રભુ સર્વ સારા ગુણોથી સંપૂર્ણ છે. તે આપણો પેદા કરનાર છે. તેના દા'પણથી આપણી આવી સારી હાલત રહી છે.

આપણે આપણાં કામનો હિસાબ એક વખત તેની આગળ રજુ કરવો છે. તે આપણો પિતા છે. આપણી હરેક પ્રકારની બરદાસ લેવામાં તે કાંઈ કસર રાખતો નથી. તે આપણો દાતાર છે. તેની ઉદારતાથી આપણે બધા દુનિયામાં

નાના પ્રકારનાં સુખ ભોગવીએ છીયે. તે આપણાં પાપનું નિર્વાણ કરનાર છે.

આટલી બધી રીતે આપણે તેની સાથે સંબંધ રાખીએ છીયે. આ સંબંધથીજ માત્ર આપણે તેના કાયદાને માન આપવું જોઇએ. ત્યારે આપણે પ્રભુના કાયદાથી ઉલટા ચાલીને તેને કોપાયમાન કરીયે, એ આપણી ચાલ કેવી ધિક્કાર ભરેલી છે?

જે પુરૂષ પોતાનાં પાપનો પશ્ચાતાપ નથી કરતો અને પ્રભુની આગળ શુદ્ધ અંતઃકરણથી પ્રાર્થના નથી કરતો, તે પુરૂષ ઈશ્વરનો ગુનેહગાર થાય છે. તે પોતાની ચાલથી એવું બતાવે છે કે પ્રભુની દયા, ડહાપણ અને એવા બીજા સારા ગુણોને તે કાંઈ ગણકારતો નથી. તે પોતાનાં પાપમાં ઘટાડો કરવાને બદલે પોતાની ચાલથી તેમાં વધારો કરે છે.

વાંચનાર! તું તારાં પાપનો પશ્ચાત્તાપ કરવા સારૂ ઢીલ ન લગાડ. એ પશ્ચાત્તાપ કરવામાં જેમ વધારે ઢીલ લગાડીશ તેમ તેમાં વધારે ખરાબી થશે. ત્યારે હવે ઈશ્વરની પાસે ક્ષમા માગ અને જલદી તારાં પાપનો ખરા દિલથી પશ્ચાત્તાપ કર.

વધારે ઢીલ કર્યાથી ઘણી ખરાબી થાય છે અને ઈશ્વરની ગેરમરજી દા'ડે દા'ડે વધતી જાય છે. અને વળી ભવિષ્ય ઉપર તે કામ રાખી મૂકવામાં કેવી મૂર્ખાઈ છે તેનો વિચાર કર.

જેમ તારાં પાપનો વધારો થશે. તેમ તેનો વિચાર

કરવાને તને કંટાળો ઉત્પન્ન થશે. પાપમાં ને પાપમાં ચાલ્યાથી પાપનો વધારો થાય છે. તેમ તેમ તેનો પશ્ચત્તાપ કરવાનું કામ પણ ઘણું કઠણ થતું જાય છે.

વાસ્તે રે પાપી! ઢીલ કરવાથી તું શી આશા રાખે છે? હાલ તું પશ્ચાત્તાપ કરવાને નારાજ દિસે છે, કારણ કે તારાં કાળાં કર્તુંક વધી ગયાથી તને તેનો વિચાર કરીને પશ્ચાત્તાપ કરવો મુશ્કેલ તથા દુઃખ ભરેલો લાગે છે.

પણ દર દિવસે તારાં પાપમાં તારી આડી ચાલથી વધારો થાય છે. ઢીલ કર્યાથી તારી અને ઈશ્વર વચ્ચે અંતર વધારે પડે છે. વાસ્તે રે પાપી જીવ! તું તારાં પાપનો પશ્ચાત્તાપ કરવા સારૂ હવે ઢીલ ન લગાડ વખત ઉપર ખોટો ભરોસો ન રાખ; અને જેમ બને તેમ ખરા દિલથી તારાં પાપોની પરમ કૃપાળુ પ્રભુ પાસે ક્ષમા માગવા તૈયાર થા. જેઓ પોતાના ખરા દિલથી પાપનો પશ્ચાત્તાપકરે છે તેઓને ક્ષમા કરવાને ઈશ્વર સદા તૈયાર છે.

## મોત એ પાપની શિક્ષા છે.

જે પવિત્ર કાયદાથી આ સૃષ્ટિના નિયમ ચાલે છે તે પવિત્ર કાયદાનું ખંડન એ પાપ છે. આપણા વિચારમાં, આપણા બોલમાં, અથવા આપણા કામમાં જે દરેક પાપ કરીયે છીએ તેની ખરી અને વ્યાજબી શિક્ષા મોત છે.

પણ મોત એટલે શું ? આપણા શરીરનું મોત એટલે તેમાંથી પ્રાણ છુટો પડે છે. આપણે પાપી છીએ, અને જે દુઃખ અને દર્દ આપણા શરીરને મરવાની તૈયારી કરાવે છે તે દુઃખ અને દર્દમાં એ પાપની અસર આપણને ઉઘાડી રીતે માલમ પડે છે.

આપણે મરનાર છીએ. કાયાના મોતથી અથવા કાયામાંથી પ્રાણ ગયાથી માટીની કાયા માટીમાં મળી જાય છે, પણ મોતનો અર્થ એથી પણ વધારે થાય છે– આત્માનું મોત.

જે પ્રમાણે કાયાના કરતાં આત્મા વધારે કિંમતી છે તે પ્રમાણે આત્માનું મોત કાયાના મોત કરતાં વધારે બિહામણું છે. જીવતર અને સુખને વિષે ઈશ્વરથી આત્માનું છુટું પડવું એ આત્માનું મોત જાણવું. જેટલો સંબંધ આપણી કાયા તથા આત્મા વચ્ચે છે તેટલો સંબંધ આપણા આત્મા અને ઈશ્વર વચ્ચે છે.

આત્માના મોતથી આપણા જીવતરના હવે પછીના સુખનો તમામ નાશ થાય છે; કેમકે પ્રજાપતિની કૃપામાં જીવતર છે અને તેના ક્રોધમાં મોત છે. મારા પ્રિય મિત્ર, ઈશ્વરની કૃપાથી આપણે પાપી જાગૃત થયા નહીં હોઇએ તો આ આપણી સ્થિતિ છે.

આપણે પાપ અને અપરાધમાં મુવેલા છીએ. અને આપણે આ દુનિયા છોડીએ તે પહેલાં ઈશ્વરકૃપાથી જાગૃત ન થઇએ તો આવી માઠી અને દુ:ખભરેલી સ્થિતિમાં આપણે સર્વકાળ રહેવું પડશે.

અરે ! આત્માના મોતના વિચારથી આ દુનિયામાં બેહદ દુઃખ ખમવું પડે છે. તો આવતી દુનિયામાં કેટલું અત્યંત દુઃખ ખમવું પડશે તેનો વિચાર મુદ્દલ થઇ શકતો નથી.

---

## પવિત્ર બુદ્ધિ.

" તમારો પુત્ર તમારી પાસે આવીને રોટલી માગે તો તેને શું તમે પથ્થર આપશો ? એક ભુખ્યું બચ્ચું પિતા આગળ આવીને કહે કે " બાપા, હું તંગીથી ભુખે મરૂં છું, મને ખાવાને સુકો રોટલો આપ " તો શું તે પિતા રોટલાને બદલે પથ્થર આપશે ? નહીંજ.

આપણું આપણાં બચ્ચાં ઉપર હેત છે તે કરતાં વધારે હેત આકાશના પિતાનું તેનાં ગરીબ પાપી બચ્ચાંઓ ઉપર છે. તે પિતા પાસે જેઓ પવિત્ર બુદ્ધિ ખરા દિલથી માગે તેમને આપવાને તે કેવો તૈયાર હશે એ સહેજ વિચારી શકશો.

હું ગરીબ અને પાપી છું. મારે જાણવું જોઈએ છે કે ઈશ્વર આગળ મારે ઉભું રહેવું પડશે અને તેના વ્યાજબી

ક્રોધ આગળ મારાં પાપ ઉઘાડવાં પડશે. જે ગરીબ અને અજ્ઞાન પાપી છે તે પોતાનાં પાપોનો ખરા દિલથી પશ્ચાત્તાપ કરીને પવિત્ર બુદ્ધિ માગે તો તે આપવાને ઈશ્વર સર્વદા રાજી છે.

હું એક ગરીબ અને લાચાર પાપી છું. હું જોઉં છું કે મારા ઈશ્વર ઉપર મારો પુરો ભરોસો બેઠો નથી તો પણ મારો ઉદ્ધાર થવા માટે તેના ઉપર ભરોસો રાખવાની અત્યંત જરૂર છે. મારા પાપને લીધે મારૂં અંતઃકરણ ઘણું દુઃખ પામે છે.

ઈશ્વર વિષે અને તેની શક્તિ વિષે મને વધારે જ્ઞાન થવું જોઇયે. અરે ઈશ્વર! મારા અંતઃકરણને સંતોષ આપવાને મારા આત્માના ઉદ્ધાર વિષે અને તારા નામની અવિચળ કીર્ત્તિ વિષે મારા મનમાં પુરો ભરોસો મૂકવાને મને સાહ્ય થા.

જેઓ પવિત્ર બુદ્ધિ માગે છે તેમને ઈશ્વર આપે છે. તેની માયાળુ અને કૃપાભરેલી સાહ્યતા વગર આપણે પાપ શિવાય બીજું કંઈ કરી શકતા નથી. વાંચનાર, તને એ સાહ્યતાની જરૂર માલમ પડે છે? જો માલમ પડતી હોય તો જેમ ભુખ્યો છોકરો પોતાના પિતા આગળ રોટલી માગે છે તેમ તું પ્રભુની સાહ્યતા માગ. "માગ અને તે તને મળશે." કેમકે માગ્યા વિના મા પણ પિરસતી નથી. તમે તેની પાસે માગો અને જો ન મળે તો એમજ સમજવું કે તમે ખરા

દિલથી માગ્યું નહીં. ચાલો આપણે ઈશ્વર પાસે માગીએ કે અમને પવિત્ર બુદ્ધિ આપ. ચાલો આપણે એક ગરીબ, અજ્ઞાન અને લાચાર બચ્ચાંની પેઠે તેની પાસે માગીએ. કારણ જ્યાંસુધી આપણે પ્રભુ પાસે માગીને પવિત્ર બુદ્ધિ મેળવશું નહીં ત્યાંસુધી આપણને પરલોકનું સુખ મળશે નહીં.

---

## ઈશ્વરને જવાબ દેવો પડશે.

પ્રિય વાંચનાર, તું અને હું મરનાર પ્રાણી છીએ. આપણે આપણાં ઘણુંએક મિત્રોને તથા સગાંવહાલાંઓને મરણ પામતાં દીઠાં છે. ઘણાએક આપણા જેવા જુવાન અને જીવી શકે તેવા આ દુનિયા છોડીને ચલતા થયા છે તેમાંના કેટલાક લાંબી મુદતના અને પીલાતા દર્દથી અને કેટલાક ઓચિંતા એકાએક ઘસડાઇ ગયા છે. તેઓની પછવાડે એ અવિચળ જગામાં આપણે ક્યારે જઈશું એ માત્ર ઈશ્વર જાણે છે.

આપણે આપણા મોતનો દહાડો જાણુતા નથી. આપણો વખત ઈશ્વરના હાથમાં છે. કદાચ તે મરવાનો વખત આજે રાતનો હોય. પણ આપણે એટલું તો ચોકસ જાણીએ છીએ કે મોતનો વખત જરૂર અને ખચિત આવશે. આપણે એટલું ચોકસ જાણીએ છીએ કે, તે વખત ઘણો દૂર નથી; પણ આપણે જાણુતા નથી કે તે કેટલો પાસે છે.

આ ખરૂં હોય તો આપણાં પાપનો પશ્ચાત્તાપ કરવા માટે કાલ ઉપર વાત રાખવી એમાં કેટલી મૂર્ખાઇ છે? આપણે કાલ જીવ.શું એવો આપણી ખાતરી નથી. ખરો પશ્ચાત્તાપ ઈશ્વરની બક્ષસ છે. તે કરવો જો આપણે મુકી દઈએ તો ઈશ્વર આપણને શું કહેશે? તે ખચીત એમજ કહેશે કે, "મેં તમને બોલાવ્યા પણ તમે આવ્યા નહીં. મેં મારો હાથ લાંબો કર્યો પણ તમે તેની દરકાર કરી નહીં. તમોએ મારી સંબંધી આજ્ઞા તોડી અને મારા ક્રોધની મુદલ દરકાર કરી નહીં."

તમારી કેવળ ખરાબી થઇ એવી જ્યારે તમારામાં ધાસ્તી પેદા થશે, તમારી ખરાબી વંટોળીયાના તોફાનની પેઠે જ્યારે ગડગડતી તમારા ઉપર આવી પડશે, ત્યારેજ તમે તેને બોલાવશો. તે સાંભળશે નહીં ત્યારેજ તમે તેને શોધવા નિકળશો તો તે મળશે નહીં. કારણ તમોએ ઈશ્વરી આજ્ઞાનો ધિક્કાર કર્યો અને તેની ધાસ્તીની દરકાર કરી નહીં.

મરી ગયા પછી આપણે સર્વેને તેની દરબારમાં ઉભા રહીને આપણાં સારાં નરસાં કામનો જવાબ દેવો પડશે. આપણે સર્વ જુવાન અને ઘરડાઓને, ગરીબ અને તવંગરોને જવાબ દેવો પડશે. વાંચનાર, તું અને હું ત્યાં સાથે

એકઠા થઈશું ણુ શાને માટે ? સર્વ શક્તિમાન ન્યાયાધિશને આપણા બધા છુપા વિચારનો અને બધાં છુપાં કરતુકનો જવાબ આપવાને માટે.

ત્યારે, રે મારા મિત્રો! ચાલો આપણે આપણા મનને વારેઘડીએ એ ા'ડાની યાદ દેવડાવીએ. અને હર ઘડીએ પ્રભુની પ્રાર્થના કરી દુરાચરણ અને બદફેલીથી પહરેજ અને દૂર રહેવાની તજવીજ કરીએ. કારણ એક દિવસ એવો આવશે કે આંખના પલકારામાં આ દુનિયામાં મોત ઘસડી લઇને પ્રભુના દરબારમાં આપણને ઉભા રાખશે.

---

# ભાગ ૬ ઠ્ઠો.



## ઈશ્વરભકિત અને નીતિ.

માણુસને જેવી નીતિની જરૂર છે તેવીજ ઈશ્વર ભક્તિની પણ છે, અને જેવી ઈશ્વરભકિતની જરૂર છે તેવી તો નીતિની જરૂર છે. એ બંને વસ્તુ વગર માણુસનો ઉદ્ધાર થતો નથી. એ બંને વસ્તુ ઉપર માણુસે ઘણું ધ્યાન આપવું જોઈએ છે. એ બંને વસ્તુને ઈશ્વરે સાથે જોડી દીધી છે. કોઈપણુ માણુસ ઈશ્વરનો અપરાધી ઠર્યા વગર તેઓને છુટી કરી શકનાર નથી.

જે માણુસ એ બંને વસ્તુને રાખી આ દુનિયામાં ચાલે છે તે માણુસ ખરેખર પોતાના પેદા કરનારનો વહાલો ભકત થાય છે. હું તમ દેખાડવા માગું છું કે ઈશ્વરભકિત વિના ધર્મ-દાન કરવું તથા નીતિથી ચાલવું અને નીતિ તથા સદ્‌ગુણુ વિના ઈશ્વરભકિત કરવી એ ઘણુંજ ખોટું અને ઉપયોગ વિનાનું છે; કારણુ એથી માણુસને ઘણો લાભ થતો નથી તથા સ્વર્ગનું સુખ મળતું નથી. ત્યાર પછી હું તમને બતાવવા ઇચ્છું છું કે બંનેની ઉપર એક સરખું લક્ષ આપ્યાથી કેવાં સારાં પરિણામ નિપજે છે.

ઈશ્વરભક્તિ વિના, નીતિ કેવી થોડી લાભકારક છે તેનો આપણે પ્રથમ વિચાર કરીએ. આ પૃથ્વી ઉપર એવા ઘણા પુરૂષો જોવામાં આવે છે કે જેઓ ધર્મદાન કરે છે, જેઓ સદાચરણને એક અમૂલ્ય ગુણ કરી લેખે છે, તથા જેઓ એ ગુણ હાંસલ કરવાને મહેનત લે છે; પણ તેની સાથે ઈશ્વરભકિતની જરૂર છે એવું તેઓ સમજતા નથી.

તેઓ આ પૃથ્વી ઉપર રહેનાર મનુષ્ય છે અને પ્રમાણિકમાં ખપવાનો વિચાર રાખે છે. તેઓ પોતાના પ્રમાણિકપણા ઉપર, સ્વદેશપ્રીતિ ઉપર, ધર્મદાન ઉપર, સત્યતા ઉપર ઘણો ગર્વ અને ઘણો આધાર રાખે છે. પણ ઇશ્વરભકિતને અને ઇશ્વરપ્રીતિને તેઓ વગર જરૂરની અને વગર પાયાની વિચારે છે. તેઓ એવું સમજે છે કે ઈશ્વર-ભકિતની જરૂર વહેમી તથા નિર્બળ પુરૂષોને છે અને અમારા જેવા સમજુ અને અક્કલમંદ પુરૂષને નથી. આવી ઊંધી સમજના પુરૂષોએ જાણવું ઘટે છે કે ઈશ્વરભકિત વગર તેઓનું અંતઃકરણ જડ અને નહીં સરખું છે.

આ જગતમાં જ્યારે માણસનું મન, વિચાર કરવાને શકિતવાન થાય છે, ત્યારે તેની હાલત કેવી પરતંત્ર છે એ તેને એકદમ માલમ પડે છે. તે જુવે છે કે કોઈ અદ્ભુત શકિતના ધણીએ તેને આ જગતમાં ઉત્પન્ન કીધો છે. તે ધણીનાં અપાર કીર્તિ અને અપાર ડાહ્પણ સર્વ ઠેકાણે ખુલ્લી

રીતે તેની નજરે પડે છે. જગતનો રમણીય દેખાવ અને જગતની રચના, સર્વ શકિતમાન ઈશ્વરની સ્તુતિ કરવાને તેનામાં સ્વાભાવિક ઇચ્છા ઉત્પન્ન કરે છે.

જે જગત્કર્ત્તા અને સર્વજ્ઞ પુરૂષથી આખી સૃષ્ટી ચાલે છે તેની શકિત તરફ જ્યારે તે નજર કરે છે ત્યારે તેની મોટાઇને માન આપવાની તેનામાં સ્વાભાવિક ઇચ્છા ઉત્પન્ન થાય છે. એ સ્વાભાવિક ઇચ્છા જે ઉત્પન્ન થાય છે તે સર્વ મનુષ્યનાં અંતઃકરણનો ઝરો છે. તે ઝરાને અજ્ઞાનપણું આડે રસ્તે લઇ જાય છે, પરંતુ તેનું મૂળ સ્વાભાવિક અને અવશ્યનું છે.

વાંચનાર તું તારી નજર આખી પૃથ્વી ઉપર ફેરવ. પૂર્વથી પશ્ચિમ સુધીના સર્વ મનુષ્યને તું જો. તેઓમાંના ઘણાખરાઓને તું રાજકારભાર વગરના, દેશના કે સમાજના નિયમ વગરના, વિદ્યાહુન્નર વગરના જોઈશ, પણ તેઓમાં ઇશ્વરભક્તિ કરવાની કંઇપણ રીતિ તો હશે જ. દરેક જગામાં અને દરેક ગામડામાં ઇશ્વરના ભક્તને દેવળમાં, મંદિરમાં અથવા દહેરામાં અથવા હરેક ધર્મસ્થાને પોતાની માન્યતા પ્રમાણે પ્રભુની પ્રાર્થના કરતો તું જોઈશ.

જે જે ઠેકાણે માણસો વસેલાં છે, તે સઘળે ઠેકાણે તેઓએ આખી સૃષ્ટી ચલાવનારની પ્રાર્થના કરવા માટે થોડી અથવા ઘણી જરૂર જાણી છે. તેટલા માટે જ્યારે સર્વથી અજ્ઞાન સ્થિતિમાં પણ ઇશ્વરભક્તિની જરૂર માલમ પડી

છે ત્યારે સુધરેલી સ્થિતિમાં કેટલી જરૂર માલમ પડવી જોઇએ તેનો વિચાર, વાંચનાર તું પોતે જ કર.

ઈશ્વરભક્તિની દરકાર રાખ્યા વગર તું શું ત્યારે એવો ગર્વ કરવા ઇચ્છે છે કે "હું અક્કલવાળો અને સદ્ગુણી પ્રાણી છું ?" જે સ્વાભાવિક ઇચ્છા ઈશ્વરભક્તિ કરવા માટે સર્વ જાતના લોકોમાં ઉત્પન્ન થાય છે, તે ઉપર જ્યારે તું લક્ષ આપતો નથી, ત્યારે કયાં ગઈ તારી અક્કલ, કયાં ગઇ તારી બુદ્ધિ, કયાં ગઇ તારી સમજ અને કયાં ગઇ તારી નીતિ?

તું પોતાને ડાહ્યો, સમજુ, સદ્ગુણી સમજે છે અને તારા સહુથી મહાન્ રાજાનું અને તારૂં સર્વથી વધારે રૂડું ઇચ્છનારનું કરજ વાળવાની તારામાં સમજ નથી ? ગમે તેવા જંગલી અને અજ્ઞાન મનુષ્યને સાદી અક્કલથી ઈશ્વરભક્તિ કરવાની જરૂર માલમ પડે છે; અને સુધરેલી સ્થિતિમાં ઈશ્વરનો આભાર માનવાની તથા તેની સ્તુતિ કરવાની જરૂર માલમ ન પડે, એ કેટલું દુઃખદાયક તથા ઈશ્વરને અપમાન પહોંચે તેવું છે ?

જો હરેક મનુષ્ય પોતે સવ પ્રકારે સદાચરણી છતાં ઈશ્વરભક્તિ ન કરે, તો એટલુંજ માલમ પડે છે કે તેનામાં સ્વાભાવિક ઇચ્છા મુદલ ઉત્પન્ન થતી નથી; અથવા તો તે ઇચ્છાને જોરજુલમથી દબાવી રાખવાની યુક્તિ કરે છે. જે અંતઃકરણ પોતાનું સર્વથી પહેલું અને સર્વથી જરૂરનું

કામ કરવાને સુસ્ત અને અજાણ્યું રહે, તે અંતઃકરણમાં ખચીત કંઈપણ દુર્ગંધ કે સડેલી વસ્તુ ભરાઈ રહેલી હોવી જોઇએ.

હું ફરીથી કહું છું કે ઈશ્વરભક્તિની દરકાર ન કીધી અથવા તેની ઉપર ધ્યાન ન આપ્યું તો, પૃથ્વી ઉપર માણસો નીતિ તથા સદાચરણથી બરાબર ચાલી શકનાર નથી. ઈશ્વર-ભક્તિ વિના જે પાયા ઉપર આપણે ચાલીશું તે પાયો હમેશાં ઢીલો અને જોર વગરનો રહેશે. તેનું કારણ ઉઘાડું છે. અનીતિ અને સદાચરણ તરફ આપણા નબળા મનનું વલણ એટલું તો છે, તથા આ પૃથ્વી ઉપર લોભ લાલચના ફાંદામાં નાંખે એવી વસ્તુ એટલી બધી તો છે કે, તેનો અટકાવ કરવાને વાસ્તે નિરંતર ઈશ્વરભક્તિની જરૂર છે.

ખરા ખોટાનું જ્ઞાન, પ્રમાણિકપણાનો પાયો, અને પરોપકારની બુદ્ધિ, આપણા કામક્રોધરૂપી વિકારને અટકાવવાને કેવળ અશક્ત છે. ખરી વાત છે કે કેટલીક મુદત સુધી આપણી હયાતીમાં નીતનાં મૂળતત્વો નિર્ભયપણે ચાલી શકે છે, પણ એકાદ એવો પ્રસંગ આવવા દો, ને દુઃખ અને દર્દથી તમારૂં અંતઃકરણ પીલાવા દો, એટલે તરતજ તમને માલમ પડશે કે ઈશ્વરભક્તિ વગર અને ઈશ્વર-ની સાહ્યતા વગર કાંઈ પણ ચાલી શકવાનું નથી.

ઈશ્વરભક્તિ અને ઈશ્વરસાહ્યતા નહીં હશે તો દુઃખના

જોર ભરેલા મોજામાં આપણે ઘસડાઈ જઈશું. સારાંશ, ઈશ્વર-ભક્તિ કહાડી નાંખો એટલે તમારી નીતિ અને સદાચરણ-ના સઘળા થાંભલા જે મજબૂત ઉભા રહેલા દીસે છે તે આધાર વગરના અને ટેકા વગરના થઈ પડશે.

નીતિ અને સદાચરણ વિના ઈશ્વરભક્તિ કેવી વ્યર્થ છે, તેનો વિચાર હવે આપણે કરીએ.

આ પૃથ્વી ઉપર એવા ઘણા માણસો જોવામાં આવે છે કે જેઓ પોતાના ભાઈબંધોને નિરૂપયોગી થઈ અથવા તેઓને દુઃખ દઈ, એવું સમજે છે કે તેઓ નિત્ય ઈશ્વરની પૂજા અને ભક્તિ કરે છે તેથી તેના અપરાધ માફ થશે. પણ એવા માણસોએ ખાતરીથી જાણવું કે જો તેઓનું અંતઃ-કરણ સ્વચ્છ અને નિર્મળ નહીં હશે, જો તેઓ પોતાના બંધુઓને સાહ્ય થવાને બદલે તેઓને દુઃખ દેતા હશે તો તેઓની ઈશ્વરભક્તિ નકામી અને વ્યથ છે.

તેઓ ઈશ્વરના ભક્ત છે માટે તેઓના ગમે તેવા અપરાધ ઈશ્વર ક્ષમા કરશે, એ તેઓનો વિચાર કેવળ કલ્પિત, ભૂલભરેલો અને અક્કલથી તથા ધર્મસબંધી સમજથી ઉલટો છે. જેવી પ્રીતિ ઈશ્વરભક્તિ ઉપર રાખીએ તેવીજ પ્રીતિ સદ્ગુણ ઉપર પણ રાખવી જોઇએ. જેવો પ્રેમ ઈશ્વર ઉપર રાખીએ તેવોજ પ્રેમ મનુષ્ય જાતિ ઉપર રાખવો જોઇએ. જે માણસ ઈશ્વરભક્તિ ઉપર પ્રેમ રાખે છે અને સદાચરણ ઉપર રાખતો નથી, તેની ભક્તિમાં ઘણાંજ ખરાબ તત્વો પ્રવેશ થાય છે, તેમ ખાત્રીથી જાણવું.

જે માણુસ નીતિ અને સદ્‌ગુણુ ઉપરથી પોતાનો ભાવ કા'ડી નાખે છે; જે માણુસ ભજન અને ભક્તિ કરે છે, પણુ ધર્મદાન કરતો નથી; જે માણુસ સાંજ સવાર માળા ફેરવે છે પણુ બીજી તરફ પોતાના ભાઈબંધોને ઠગવાની વેતરણુ કરે છે, જે માણુસ સાંજ સવાર દેવસ્થાનમાં જઈ દેવની પૂજા કરે છે, પણુ પોતાની સઘળી વતણુકમાં લુચ્ચો, દગલબાજ અને મક્કરબાજ રહે છે, તે માણુસ જેને ઈશ્વરભક્તિ કહે છે, તે કાંઇ નહીં પણુ માત્ર નામની અને લોકોને દેખાડવાની છે. જે અંતઃકરણુમાંથી તે પોતાની પ્રાર્થનાનો સાદ કહાડે છે તે અંતઃકરણુ મેલું, ગંધાતું અને સડેલું હોય છે.

એવા ઘણુા માણુસોને આપણે આ પૃથ્વી ઉપર જોઇએ છીએ કે જેઓ પોતાના વેપાર રોજગારમાં નીતિથી ચાલતા નથી. જેઓ દહાડામાં છપન વખત જૂઠું બોલે છે અને અઢાર વખત ધર્મના સમ ખાય છે, જેઓ વિધવાઓ અને વારસ વગરના છોકરાઓની દોલત ઉપર વગર સંકોચે ત્રાપ મારે છે, જેઓ પોતાના સઘળા કારભારમાં ઉંધાંચત્તાં અને ઉથલપાથલ કરે છે, તેઓ ઘણી વેળા એવું વિચારે છે, કે હાથમાં માળા લઈ બે ઘડી ઈશ્વરભજન કરવાથી, તથા નિત્ય દેવસ્થાનમાં જવાથી તથા ઘડપણુમાં એકાદ મોટી જાત્રા અથવા તીર્થ કરવાથી તેઓનાં સઘળાં પાપ ધોવાઈ જશે, તેઓના અપરાધ ક્ષમા થશે, અને તેઓને સ્વર્ગનો વાસો મળશે!

પણ વાંચનાર! આ વિચાર કેવો ઘેલો અને દુષ્ટ છે તે તું જાણતો હઈશ. સહુથી સાદા વિચારથી ખુલ્લું દીસે છે કે સદાચરણ અને નીતિ વિના, માત્ર ભજનથી, દેવદર્શન-થી, અને તીર્થજાત્રાથી ઈશ્વર રાજી થનાર નથી. ઈશ્વરને માણસનો આવો લુલો અને નજીવો પ્રેમ, આવો લુલો અને નજીવો ભાવ, જોઈતો નથી.

રે ગર્વીષ્ટ, મૂર્ખ અને અપરાધી માનવી! ઈશ્વરને નબળો અને કીર્તિનો ભુખ્યો ન જાણ. તે તારા નામના ભાવથી અને નામની ભક્તિથી કદી ખુશી થનાર નથી. તે તારી ભક્તિ અને પ્રીતિ વિના બેસી રહ્યો નથી. સૂર્યનું પ્રચંડ તેજ અને પ્રકાશ આ પૃથ્વી ઉપર પડે છે અને તું એક મશાલ સળગાવીને તે તેજમાં તથા તે પ્રકાશમાં શો મોટો વધારો કરનાર હતો? વાદળની મોટી ગર્જના થાય છે તેમાં તું તારો નબળો સાદ કહાડીને કેટલો વધારો કર નાર હતો? કાંઇ જ નહીં.

ભક્તિ અને પ્રાર્થના તું જે કરે છે તે તારા પોતાને જ માટે છે, અને ઈશ્વરને માટે નહીં. રે માનવી! રે મારા ભાઇબંધ, તું એવું કદી ના સમજતો કે તારી સ્તુતિથી ઈશ્વર વધારે કીર્તિમાન થશે, પણ એવુંજ સમજ કે સ્તુતિથી તું જરા વધારે કીર્તિમાન થઇશ; તે સ્તુતિથી તું તારી વગર આધારની હાલત જોઈશ. તને ઈશ્વરે માણુસ જાતની વસ્તીમાં

એટલાજ માટે પેદા કીધો છે, કે તું મનુષ્ય જાતના યોગ્ય ગુણ હાંસલ કરે.

પિતા લેખે અને પુત્ર લેખે, ભરથાર લેખે અને સ્ત્રી લેખે, ભાઈ લેખે અને બ્હેન લેખે, મિત્ર લેખે અને શત્રુ લેખે, સ્વચ્છ અને પવિત્ર અંતઃકરણથી આ પૃથ્વી ઉપર તું ચાલ; તથા સર્વ શક્તિમાન ઈશ્વર જે, પોતાનાં પેદા કરેલાં પ્રાણીઓની બરદાસ્ત લે છે, અને જે પોતાનાં સર્વ કામમાં દયાવંત તથા ખુબી ભરેલો છે, તેના પરોપકારી ગુણને થોડો ઘણો મળતો આવવાને તું મહેનત કર.

પણ જો, તું તારા હવસોને સંતોષ પમાડવા, ઘાનત-દારી એક કોરે મુકતો હઇશ, જો તું તારા મક્કરબાજથી માણસ જાતના સુખમાં ઘટાડો કરતો હઇશ, જો તું વિધવા અને માબાપ વિનાનાં છોકરાંઓની હાલત હોઇયાં કરીને તેઓને રડાવતો અથવા બૂમો પડાવતો હઈશ, તો તું શું એવી આશા રાખે છે કે, તારી ભક્તિ અને તારા ભજનથી ઈશ્વર છેતરાશે ને રાજી થશે? તેં ઈશ્વરની આજ્ઞા તોડી તે છતાં પણ તું શું એવી આશા રાખે છે કે, તે મહાન્ ન્યાયાધીશ તારો પક્ષ રાખશે? તેં માણસ જાતને ઠગ્યા તેમ છતાં પણ તું શું એવી આશા રાખે છે કે, તારા સામું જગતનો પિતા પ્રીતિ ભરેલી નજરે જોશે?

રે માનવી! તારી ઇશ્વર ઉપર ખરી પ્રીતિ હોય તો

તેવીજ ખરી પ્રીતિ તારાં ભાઈબહેનો ઉપર રાખ; માઠાં કરતુક કરતો બંધ થા; સારાં કાર્ય કેરવાને શીખ; ન્યાય પ્રમાણે ચાલ; જેઓની ઉપર જુલમ પડે છે તેઓને છુટા કર; વિધવા અને વારસ વગરનાં છોકરાંઓને સાહ્ય થા; અને પછી તું ઈશ્વરભક્તિ કર આમ કરીશ તો તે તારી ભક્તિ સાંભળશે.

ઈશ્વર ભક્તિ અને નીતિ સાથે મળ્યાથી માણસની ખરી મોટાઈ અને ખરી યોગ્યતા માલમ પડે છે. બેમાંથી એકને તજી (મુકી) તો દુનિયાનો ધિક્કાર હાંસલ થાય છે; જે પુરૂષ ઈશ્વરભક્તિ અને "દેવદર્શન" ઉપર જેવી પ્રીતિ રાખે છે તેવીજ પ્રીતિ સદાચરણ ઉપર રાખે તો તે આ લોકમાં અને પરલોકમાં સુખી થયા વગર રહે જ નહીં. તે પુરૂષ એકદમ પ્રીતિપાત્ર અને સ્તુતિપાત્ર થાય છે. કોઈ પણ માણસ તેની નિંદા કરતાં બીહે છે. સર્વથી ખરાબ માણસ પણ પોતાના દિલમાં તેને માન તથા આબરૂ આપ્યા વગર રહેતો નથી.

એવા પુરૂષની જીંદગી ખરેખર સુખી અને સલાહ-સંપભરેલી હોય છે; પણ જે પુરૂષમાં નીતિભાવ અને ઈશ્વરભાવ સમાન એટલે સરખો નથી, તે પુરૂષ વહેલો કે મોડો સંસારની જાળમાં ફસાઈ પડે છે. તેણે ઈશ્વરભાવનો અથવા નીતિભાવનો એકજ ગુણ સંપાદન કીધો હશે

તો તેને કેટલીક મુદત સુધી ખુશી ઉપજે છે. પણ દુઃખ અથવા દરદનું એકાદું વાદળું સઘળા જોરથી તેની ઉપર વરસે છે, ત્યારે તેની સુધ અને બુધ ઠેકાણે આવે છે. ત્યારે તે સમજે છે કે એક ગુણ તેણે સંપાદન કીધો નથી તેની ખોટ બીજા ગુણથી પુરી પડતી નથી.

તે ભક્તિ કરે છે તેવામાં તેને પોતાની દગલબાજી અને મક્કરબાજી યાદ આવે છે, અથવા ધર્મદાન કરે છે અને સદ્ગુણથી ચાલવાની તજવીજ કરે છે તેવામાં બીજાઓને ઈશ્વરભક્તિ કરતાં જોઈને પોતે ઘણોજ શરમાઈ જાય છે. તેનું અંતઃકરણ તેને કહે છે કે તારૂં વજન ત્રાજવામાં થયું અને તું અધુરો માલમ પડયો. પણ જે પુરૂષ એ બંને વસ્તુ ઉપર એક સરખું લક્ષ આપે છે, જે પુરૂષ ઈશ્વર સંબંધી તથા મનુષ્ય સંબંધીથી પોતાની ફરજ એકસરખી રીતે બજાવે છે તે પુરૂષને ગમે તેવા દુઃખના વખતમાં સંતોષ મળ્યા વગર રહેતો નથી.

જે પુરૂષ માત્ર નીતિ ઉપરજ લક્ષ આપે છે તે પુરૂષ ઈશ્વરભક્તિના ખરા અને નિર્મળ સુખથી અજાણ્યો તથા બેનસીબ રહે છે. પરોપકાર બુદ્ધિથી તથા દયાભાવથી સંતોષ મળે છે ખરો, પણ તે સંતોષ ઈશ્વરપ્રીતિના પ્રકાશ અને તેજ વિનાનો છે.

એક પુરૂષ પોતાનું અંતઃકરણ જગતના પિતા આ-

ગળા ઉઘાડે છે તેથી તેને જે સંતોષ અને આનંદ પેદા થાય છે તે સંતોષ અને આનંદ બીજાને મળતો નથી. વળી જે પુરૂષ પોતે ઈશ્વરભક્તિ કરે છે, અને તેનીજ ઉપર ગર્વ તથા આધાર રાખી માણુસ જાતનું કલ્યાણ કરતો નથી તે ખરા સંતોષ અને ખરા આનંદથી બેનસીબ રહે છે, એટલુંજ નહીં પણ તેનાં કરતુકને માટે રાત દહાડો તેને દુઃખ થયાં કરે છે.

પણ જે વેળા મનુષ્ય ઉપર પ્રીતિ અને ઈશ્વર ઉપર ભક્તિ કોઈ પુરૂષમાં સાથે મળેલી હોય છે ત્યારે સ્વચ્છ નિર્મળ અંતઃકરણની ખરી મઝા, ખરી ખુશી અને ખરો સંતોષ માલમ પડે છે. તેની પરોપકારબુદ્ધિ માણુસજાત સાથે તેનો સંબંધ કરાવે છે અને ઈશ્વરભક્તિ ઈશ્વર સાથે પ્રીતિની ગાંઠ બંધાવે છે.

તે વગર ધાસ્તીએ મૃત્યુલોકમાં નજર કરી શકે છે. આખું જગત તેને કૃપાળુ માલમ પડે છે. સંસારમાં ઈશ્વરનો તે પ્રિયમિત્ર થઈ પડે છે. અને ભયંકર જગતમાં તથા દુઃખના વખતમાં તે તેનો ભક્ત ગણાય છે, એવા જ્ઞાનથી આ જગતની દરેક વસ્તુ તેને ખુશી ઉપજાવે છે. દરેક ઠેકાણે તે પોતાના પવિત્ર ઈશ્વરનો ગુપ્ત સાદ સાંભળે છે.

જ્યારે તે આકાશ તરફ નજર કરે છે ત્યારે જે ઈશ્વરની તે સેવા અને સ્તુતિ કરે છે તે ઇશ્વર ત્યાં રહે છે

એવા વિચારથી તેને આનંદ ઉપજે છે. જ્યારે તે પૃથ્વી ઉપર નજર કરે છે ત્યારે તેણે જે રૂડાં કામ કાર્યાં છે તે આવ્યાથી તેને જે સંતોષ પ્રાપ્ત થાય છે તે સંતોષ તેને કેટલી બધી ખુશી ઉપજાવે છે ! ! કોઇ પણ ગરીબ એમ નહીં બોલતો હશે કે એણે મને સાહ્યતા નથી આપી; કોઈ પણ અનાથ અથવા લાચાર એમ કહેતો નહીં હશે કે એણે મારો તિરસ્કાર કીધો. એવા પુરૂષને હજારો ગરીબની અને હજારો અનાથની આશીસ મળે છે.

માટે પ્રિય વાંચનારાઓ, ચાલો આપણે ઇશ્વરભક્તિ અને નીતિના ગુણ સંપાદન કરવાને તૈયાર થઇએ. ચાલો આપણે ઈશ્વરના વા'લા અને પ્રિય ભક્ત થવાની મહેનત કરીએ, કારણ એથીજ આપણને આ લોકમાં અને પરલોકમાં ખરૂં સુખ અને ખરો આનંદ મળશે.

---

## વખતનો ઉપયોગ.

વખત સર્વ વસ્તુમાં અમૂલ્ય ગણાય છે. ગઈ દોલત પાછી આવે, ગઇ આબરૂ પાછી આવે, પણ ગઇ વેળા પાછી આવતી નથી. એટલું સમજ્યા છતાં પણ કેટલા જણ પોતાનો વખત નકામો અને વ્યર્થ ગુમાવે છે? આપણે ગફલતમાં અને આળસમાં રહીએ છીએ, તેટલામાં તે આપણી આંખ મિચાવીને ચાલ્યો જાય છે.

પ્રથમ આપણને કાંઈ નુકસાન જેવું દીસતું નથી, પણ જ્યારે ઘણી મુદ્દત થઇ જાય છે ત્યારેજ આપણને અતીશે નુકસાની થયેલી માલમ પડે છે. તે છતાં દહાડા ઉપર દહાડા, મહીના ઉપર મહીના, વરસ ઉપર વરસ ચાલ્યાં જાય છે અને ઘણા જણ આળસમાં, લોકોની ચાપળુસી અને નિંદા કરવામાં, તથા ફાયદા વગરની અમતમાં પોતાનો વખત કા'ડે છે. અને જ્યાં સુધી દૈવયોગે યાદ આવતું નથી કે અમારી કેટલી ઉંમર ગઈ અને હજુ કેટલી ઉંમરની આશા છે, ત્યાં સુધી તેઓને કાંઇ પણ લાગતું નથી અથવા કાંઇ પણ દિલગીરી પેદા થતી નથી.

માણુસો પોતાની જીંદગી સારી રીતે ગુજારવા ચહાતા હોય તથા પોતાના પેદા કરનારને હરેક પળનો હીસાબ આપવો છે એવું સમજતા હોય તો તેઓએ જ્યારે ત્યારે અને વારેઘડીએ વિચાર કરવો જોઇએ કે અમારી ઉંમર કેટલા વરસની થઇ અને એટલી ઉંમરનાં વરસ અમોએ કેમ ગુજાર્યાં. આ વિચાર જુવાન પુરૂષોએ તેમજ ઘરડાઓએ કરવો જોઇએ છે.

માણુસની ઉંમરના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે. જે ઉંમર ગઈ તે, જે હાલ ચાલે છે તે, અને જે આવવાની છે તે, તે દરેક ભાગની ઉપર સર્વ માણુસોએ વિચાર કરવો ઘટે છે, અને તે વિચારથી કેવી અસર ઉપજે છે તે તપાસવું જોઇએ છે.

આપણી ગયેલી ઉંમર વિષે વિચાર કરતાં ઘણાં વરસ ગુજરેલાં માલમ પડે છે અને તેથી આપણ સર્વને થોડી-ઘણી દિલગીરી અને થોડીઘણી નાખુશી ઉપજ્યા વગર રહેતી નથી. આપણામાં કોણ હિંમતથી બોલશે કે મેં ઘણો કાળ મૂર્ખાઈમાં અને આળસમાં નથી ગુજાર્યો? આપણામાં કોણ હિમ્મતથી બોલશે કે મેં લાયકી પ્રમાણે વખતનો રૂડો અને ઘટતો ઉપયોગ કર્યો છે? આપણામાં કોણ હિમ્મતથી બોલશે કે મારી ગયેલી ઉંમરમાં એવી એકે વસ્તુ કીધી નથી કે તેથી મને દિલગીરી પેદા નથી થતી?

આપણી ઉંમરમાં જે જે સુખ તથા દુઃખ આપણે ભોગવ્યાં છે, જે જે ધંધા પછવાડે આપણે લાગ્યા છીએ, જે જે ધારણા અને ગોઠવણો આપણે કીધી છે, જે આશા અને ધાસ્તી આપણા દિલમાં પેદા થઇ છે, તે સઘળું જ્યારે આપણને યાદ આવે છે ત્યારે સદ્‌ગુણનું ક્ષેત્ર કેટલું બધું ઉજડ અને ખાલી માલમ પડે છે? ખચીત, આપણે હાથે થયેલાં માઠાં કામ ઘણાંજ માલમ પડે છે અને સારાં કામ ઘણાંજ થોડાં દેખાય છે.

વળી જેને આપણે સારાં કામ સમજીયે છીએ તે ઉપર દુર્ગુણનું એકાદ મોજું ફરી વળ્યું હશે, અને તે સઘળાં ધૂળમાં ગયાં હશે. વાસ્તે આપણી ગયેલી ઉંમરનો વિચાર કરતાં આપણી મૂર્ખાઇ શિવાય બીજું કાંઇ માલમ પડતું

નથી. ગયેલી ઉંમર વિષે વિચાર કરતાં આપણે આપણા પેદા કરનારની આંખમાં ઘણાજ હલકા પ્રાણી થયા છીયે એવું આપણને લાગે છે. આપણને આપણી ઇતરાજી અને પતરાજી અને એવી બીજી ઘણી ખોડો સુધારવી જોઇએ છે.

પણ ગયેલી ઉંમરના વિચારથી નિરાશ થઇને આપણા સુખની સઘળી આશા છાડી દેવી ઘટતી નથી; આપણી ઉંમરનો ભાગ ઘણો ફાયદામંદ રીતે વાપરી શકાય તેનો ઉપાય હજુ આપણા હાથમાં છે. આપણી ઉંમરનાં ગુજરેલાં વરસોથી આપણને, કાંઇ જ મળ્યું નથી તોપણ આપણને એક વસ્તુ મળી છે. આપણને અનુભવ મળ્યો છે, અને અનુભવ એ ઘણો જ કિમ્મતી છે; કેટલાક વિદ્વાનો અનુભવને ડહાપણનો સરદાર ગણે છે. તમે તમારી ગુજરેલી ઉંમરમાં અને દુરાચરણનો નઅળો પાયો નાખ્યો હોય તે ઉપર તમારૂં ધ્યાન દોડાવો.

તમે નકામી ગપ મારવા અને લોકોની નિંદા તથા ગીબત કરવામાં વખત કહાડયો હોય તો હવેથી તેવું ન કરવાનો ઠરાવ કરો. કામક્રોધે તમારા દુશ્મન થઇને તમને છેતર્યાં હોય અથવા તમને બેઆબરૂ કીધા હોય તો હવેથી તેઓને તમારા કાબુમાં રાખી શકો એવા ઉપાય કરો. તમે તમારા પોતાનાજ ડહાપણ ઉપર વિશ્વાસ રાખવાની ટેવ છાડી દો. સર્વ વસ્તુનો પેદા કરનાર ઈશ્વર, તેની આગળ

તમારૂં શીર નમાવો અને એવું માગો કે હે ઈશ્વર ! તું અમને દુરાચરણની જાળથી અને સંસારની લાલચથી સર્વદા વેગળા રાખ.

આપણી ગુજરેલી ઉંમરની તપાસ કરતાં માલમ પડે છે કે જે વસ્તુ હાલ આપણને નજીવી અને તુચ્છ દીસે છે તે વસ્તુ અગાઉ મોટી અને મહાભારત જણાતી હતી. કયાં ગયા આપણા અગાઉના જુસ્સાઓ, કયાં ગયા આપણા અગાઉના પેટ ભરેલા વિચારો, કયાં ગયા આપણા અગાઉના દિલગીરી ભરેલા મનસુબાઓ, કયાં ગઈ આપણી અગાઉની સઘળી નાઉમેદી, સઘળી ધાંધલ અને ધડપચ ! કયાં ગયું એ સઘળું ? આપણે વિચાર્યું હતું કે તે હમેશ સુધી ચાલશે અને તેથી આપણને મોટું સંકટ અને દુઃખ પ્રાપ્ત થશે; પણ તે સઘળું કયાંનું કયાં જતું રહ્યું.

વાસ્તે જે વસ્તુ હાલ આપણને મહાભારત દીસે છે તે આગળ જતાં તુચ્છ અને નજીવી લાગશે, અને જે વસ્તુ હાલ તુચ્છ અને નજીવી લાગે છે તે આગળ જતાં કદાચ મહાભારત થઇ પડશે. તેટલા માટે આપણા દિલમાં એવી કલ્પના થઇ હોય તેને એકદમ બેસાડી દેવાની તજવીજ કરવી ઘટે છે. જેમ આપણી અગાઉની સઘળી કલ્પનાઓ વ્યર્થ ગઈ તેમ હમણાંની કલ્પના પણ વ્યર્થ જશે. આપણી અગાઉની મૂર્ખાઇ અને મગરૂરી ઉપર હાલ આપણને હસવું

આવે છે અને આશ્ચર્ય પામીએ છીએ કે આવી નજીવી અને તુચ્છ વસ્તુ એટલી મહાભારત અને આકાશ જેવડી કેમ દેખાતી હતી ? એ ઉપરથી આપણે ચોક્કસ કહી શકીએ છીએ કે જેવું બન્યું છે તેવુંજ બનશે.

જે વરસ ગયાં તે ઉપર જ્યારે નજર પહોંચાડીએ છીએ ત્યારે તે કેવાં જલદીથી અને ઝપાટાબંધ નીકળી ગયેલાં માલમ પડે છે ? આપણે જાણતા થયા તેની અગાઉ તો બચપણમાંથી જુવાનીમાં અને જુવાનીમાંથી માણસાઇમાં આવ્યા. જે દિવસ, મહિના અને વરસ આવવાનાં છે તે હાલ ઘણાં લાંબાં અને ઘણાં મોટાં માલમ પડે છે; પણ જેવાં તે આવશે કે આપણને માલમ પડવાનાં નથી અને સરતના ઘોડાની પેઠે આપણને તેમના તેમ મૂકી નાસી જશે.

તે વખત જ્યાં સુધી નથી આવ્યો ત્યાં સુધી ઘણો ધીમો અને સુસ્ત માલમ પડે છે; આવીને ગયો કે તેની ઝપાટાની પાંખ કેવી જોરથી દોડે છે તે સહેજ માલમ પડે છે. સર્વ મનુષ્ય પોતાની ગુજરેલી ઉંમર વિષે વિચાર કરતાં થોડી ઘણી દિલગીરી ઉપજ્યા વગર રહેતી નથી, એ મેં તમને ઉપર જણાવ્યું, પણ માણુસ પોતાની સઘળી અક્કલ અને હોંશીયારી છતાં નાદાન અને બેવકુફ છે. યાદ આવે છે તેટલી વાર પશ્ચાત્તાપ કરે છે. અને પાછો ભૂલી જાય છે. મેઘ-ધનુષ્ય થોડીવાર સુધી પોતાની ખુબસુરતી દેખાડીને જેમ

અલોપ થઇ જાય છે તેમ ડહાપણુ ભરેલા વિચાર સદ્ગુણુ-વૃત્તિને ખુબસુરતી આપીને ગુમ થઇ જાય છે.

ત્યારે શા કામના એ ડહાપણુભરેલા વિચારો અને શા કામની ગયેલાં વરસ વિષેની આપણી દિલગીરી? એવા થોડા વખતના વિચારોથી આપણુને ફાયદો થવાને બદલે ગેરફાયદો થાય છે. તમારી ઉંમરમાં તમે જે રૂડાં કામ કર્યાં હોય તે યાદ કરો. જુવો તમને તેથી કેટલો આનંદ, કેટલો હર્ષ પેદા થાય છે. હવે તે રૂડાં કામ કયાં? શું જેથી તમારી ઇંદ્રીને સુખ મળ્યું છે તે? શું જેથી તમે બોલ્યા અને કુદ્યા તે? શું જેથી તમારી ઇતરાજી અને પતરાજી દેખાઈ તે? ના, નહીં.

મારા મિત્રો! તમોએ જે પરોપકારી, સદ્ગુણી અને પ્રમાણિકપણાનાં કામો કર્યાં હોય તે યાદ કરો. જે વખત તમારા મનને સુધારવા માટે, તમારા ભવિષ્યનાં સુખ અને લાભનો પાયો નાખવા માટે, તમારા દેશીઓ અને ભાઇબંધોના કલ્યાણુ તથા ફાયદા માટે ગુજાર્યો હોય, જે વખતે લાલચના ફાંદામાંથી છુટા થયા હો, ગરજવાનને સાહ્ય થયા હો, દુઃખીયારાને દુઃખથી છોડાવ્યા હોય, તે વખત યાદ કરવાને હું તમારા અંતઃકરણુને કહું છું.

આવાં અને આવાંજ રૂડાં કામો યાદ કરવાથી દિલગીરીને ઠેકાણે સુખ અને સંતોષ પેદા થાય છે. એજ રૂડાં

કામો માણસની ખરી અને મોટી દોલત છે. એજ રૂડાં કામોથી દિલગીરી અને દુઃખના વખતમાં માણસને સંતોષ મળે છેઃ એજ રૂડાં કામોથી દુઃખભરેલા વિચારમાં ખુશીનું કીરણ પડે છે. આ પ્રમાણે ગુજરેલી ઉંમરની તપાસ કર્યા પછી ચાલતી ઉંમર ઉપર કેટલું લક્ષ આપવું જોઇએ તેનો વિચાર કરીએ.

આપણા લાભનો મૂળ અને ખરો પાયો આ વિચાર ઉપર ઘણો આધાર રાખે છે; કારણ, આપણી ગયેલી ઉંમર વિષે જે જે વિચાર આપણને આવે છે એનો ઉપયોગ ચાલતી ઉંમરમાં ન કરીએ તો એ વિચાર કાંઈ જ કામના નહીં. ગયેલી ઉંમરનો ઉપયોગ આપણે ખરાબ રીતે કીધો માટે એ ઉંમર તો પાણીમાં ગઈ. આવતી ઉંમર વિષે ચોક્કસ કહેવાઇ શકાતું નથી. આજે આપણે છીયે અને કદાચ બે વરસ પછી દુનિયા છોડી ચાલતા થઇશું ત્યારે સઘળો આધાર હાલની ઉંમર ઉપર રહેશે.

આપણે હાલની ઉંમરના જે જે પુલ ઉપર થઇને ચાલીએ છીએ તે પુલ ઉપર ઉતાવળાં, વગર વિચારનાં અને લાંબાં પગલાં ભરવાં ઘટતાં નથી; પણ તે ઉપર દ્રઢતાથી, ધીરજ અને વિચારથી ચાલવું જોઈએ છે. જે કાંઈ સદ્ગુણનાં કામ કરવાને મનને થોડું પણ મન થાય તો એક પળ પણ ખોયા વગર તે કામ પાર પાડવાને ચુકશો ના, કારણ હમણાંનો

વખત એજ ખરો વખત છે. હાલની ઉંમરનું ડહાપણ અને નીતિ ભરેલો ઉપયોગ કરવાના ઘણાક રસ્તા છે. તેમાંના થોડાક ઉપર હું ધ્યાન પહોંચાડવાની રજા લઉં છું.

આપણો વખત લોકોની નિંદા અને ગીબત કરવામાં તથા વગર ઉપયોગના કામમાં જતો હોય તો તેનો અટકાવ આપણને પ્રથમ પહેલાં કરવો ઘટે છે. માણસની ઉંમર એક વેંત જેવી ટુંકી છે અને સારાં કામો કરવાને સેંકડો હરકત રહેલી છે. આપણો હાલનો વખત આળસાઈમાં, નકામા ગપાટામાં અને લોકોની નિંદા કરવામાં પણ ગુજારીશું તો તેનો પશ્ચાત્તાપ પાછળથી આપણને ઘણોજ થશે.

ગઇ ઉંમર ફોકટમાં ગઈ, હાલની પણ તેમજ જવા દીધી અને તેવામાં એકાએક આ દુનિયા છોડવી પડી તો પછી શો આપણો ઇલાજ? શા આપણા હાલ, કેવી આપણી કમબખ્તી, અને કેવી આપણી દશા? એટલા માટે આ ઘડીએ જે નઠારા અને નિંદા ભરેલા દુષ્ટ અને ગર્વિષ્ટ વિચાર આપણા મનમાં હોય તે એકદમ કહાડી નાખીને, જે વસ્તુમાં તત્ત્વ છે જે વસ્તુથી આ લોકમાં અને પરલોકમાં સુખ મળવાની ઉમેદ છે, તે વસ્તુ ઉપર એકદમ તમારૂં ચિત્ત લગાડો. તે વસ્તુ કઇ તે સર્વને ખબર છે. નીતિ સંબંધી જે કાંઈ આપણો ધર્મ છે તે ઉપર લક્ષ આપો. “ઇશ્વર તમને મળી શકે એવું હોય તો તેને શોધો,

તમારી પાસે હોય તો તેને બોલાવો. " આ દુનિયા છોડયા પછી આપણને કેવું સુખ મળશે એ વિષે મનમાં ચિંતા અને કાળજી રાખ્યાથી રૂડાં કામ કર્યા વગર રહીશું નહીં અને તે રૂડાં કામ કરવાને હાલનો વખત ઘણોજ કિંમતી છે.

હું એમ નથી કહેતો કે આપણી ગુંજાસ અને શક્તિ ઉપરાંત થઈને, પરોપકારનાં અને સદ્‌ગુણનાં કામ કરવાં. તમારી દોલત પ્રમાણે, તમારી ઉંમર પ્રમાણે, તમારા ધંધા પ્રમાણે, અને તમારા હોદ્દા પ્રમાણે, જે કાંઈ તમારાથી બની શકે તે કરો, તમારૂં અંતઃકરણ અને તમારી બુદ્ધિ જે કાંઈ તમને આજ કરવા કહે તે કાલ ઉપર રાખો ના.

આવતી કાલ તમારી નથી, અને તમે કાલના દહાડા સુધી જીવશો તેમ છતાં પણ આ કામનો બોજો તમે તમારી ઉપર ચડવા દેશો નહીં. કારણ કાલે પણ તમને બીજી સેંકડો અગત્યની વસ્તુ ઉપર ધ્યાન આપવું પડશે. આજનો વિચાર કાલ ઉપર રાખ્યો તો તેનો બોજો એટલો વધશે કે તમારાથી ઉંચકાશે નહીં. માટે જે કાંઈ સારા વિચાર તમારા મનમાં આવે તે આજને આજ અમલમાં લાવો.

હાલની ઉંમરનો રૂડી રીતે ઉપયોગ કરવા માટે કેટલીક અગત્યની ગણતરી રાખવાની જરૂર છે. જે પુરૂષ યોગ્ય ઠેકાણે અને યોગ્ય પ્રસંગે દરેક કામ કરે છે તે પુરૂષ પોતાનો વખત નકામી રીતે મુફલ ખોતો નથી. તે પુરૂષ

આ દુનિયામાં પોતાનું જીવતર વધારે છે; કારણ ટુંકા જીવતરમાં કુડાં કામ તે ઘણાં કરે છે. તમે હાલની ઉંમરને તમારા વિચારની મુખ્ય વસ્તુ ગણો. તમે પોતાને સવાલ પુછો કે તમે હાલ શું કરો છો ? તમારાં હાલનાં કામોથી અને હાલની ફિકરથી તમને શો ફાયદો થશે ? ભવિષ્યે એનું શું પરિણામ નિપજશે ?

હાલ ઘડીએ અને આ પળે જે તમે ઘણું સુખ ભોગવો છો તેને વાસ્તે આકાશ તરફ તમારી નજર કરો, અને સર્વશક્તિમાન ઇશ્વરનો આભાર માનો. તમારી હાલત સારી હોય અને તમારૂં શરીર સુખાકારી ભર્યું હોય તો એથી વધારે આ દુનિયામાં તમને શું સુખ મળવાનું હતું ? થોડાં નજીવાં કારણોથી અને જુજ દુઃખોથી તમે એમ ન ધારો કે તમે ભારે દુઃખી છો અને થોડું વધારે સુખ મળ્યાથી તમને પૂરો સંતોષ મળશે. ખરૂં ખોટું દુઃખ તમારા પોતાના મગજમાં છે અને તમારી સ્થિતિ તથા નસીબમાં નથી.

આપણી ઉંમરનો જે ભાગ બાકી રહ્યો છે તે ઉપર હવે આપણે વિચાર કરીએ. તેની ઉપર માત્ર લાંબી દૃષ્ટીએ જોવું એમાં ડહાપણ નથી. ભવિષ્ય ઉપર ઘણા લોકો આતુરતાથી જુવે છે. ભવિષ્યને એક મુખ્ય વસ્તુ ગણી તેની ઉપર તેઓ પોતાનું સઘળું મન અને તન લગાડે છે. ભવિષ્યને માટે પોતાની ગુજરેલી ઉંમર અને કરેલાં માઠાં

કામ તેઓ ભૂલી જાય છે. ભવિષ્યને માટે ચાલતો વખત પણ તેઓ ખાતરીમાં લેતા નથી. આ પ્રમાણે તેમનો સઘળો વખત ભવિષ્ય વિષે વિચાર કરવામાં જાય છે.

ભવિષ્યની ઉપર માણસો પોતાની ધારણા બાંધે છે; ભવિષ્યની ઉપર તેઓ પોતાની આશા રાખે છે. તેઓ હાલ જો સુખી નથી હોતા તો આગળ જતાં સુખી થવાની ઉમેદ રાખે છે. ખરી વાત છે કે ભવિષ્ય ઉપર થોડેક સુધી નજર કરવાની ગતિ ઈશ્વરે માણસમાં મુકી છે. એથી તેના ચપળ મનની બુદ્ધિ અને શક્તિ સાવધ થાય છે. પણ દિલગીરી ભરેલું છે કે માણસો તેનો ઉપયોગ ઘટતી રીતે કરતા નથી.

ઈશ્વરે આપણને જોવાની શક્તિ આપી છે તેથી વધારે જોવાને આપણી ઈચ્છાને અટકાવવી ઘટે છે. ભવિષ્ય આપણા હાથમાં નથી તથા તે આપણું પોતાનું નથી; તે ઈશ્વરના હાથમાં છે અને ઈશ્વરનું છે. આપણે ઘણા સુખી છીયે કે ઈશ્વરે પોતાના અપાર ડહાપણથી આપણી આંખ આડો પડદો મૂકયો છે. એ પડદો ઉઘાડવાની અને તેની પછવાડે શું છે તે જોવાની જો આપણામાં શક્તિ હોત તો આપણી છાતીમાં મોટા કાંટા અને છરા ભોંકાત. આપણે ખચીત યાદ રાખવું કે ભવિષ્ય આપણાથી ઢંકાયેલું છે. કોઇપણ લીલો જોશી લાંબી જન્મપત્રિકા કહાડી તથા મેષ મિથુન કરી આપણું ભવિષ્ય કહી શકનાર નથી.

આપણી હયાતીમાં અમરપણા વિષે તથા તેમાં શું બનાવ બનવાના છે તે વિષે વિચાર કરીએ છીયે ત્યારે એક મોટો નદીનો પ્રવાહ ચાલતો માલમ પડે છે. તે પ્રવાહની આડી અવળી વલણ થોડોક વખત સુધી જોઇ શકાય એવી શક્તિ ઈશ્વરે આપણને આપી છે. પણ લાંબી નજર પોં'ચાડતાં અંધારામાં અને ગભરાટમાં આપણે આવી પડીએ છીએ.

આપણાથી બને તેટલું ભવિષ્યનું સુખ મેળવવાની વેતરણ અને ગોઠવણ કરવી ઘટે છે, અને જે દેખાતી ધાસ્તી અને આફત આપણને બી'વડાવે છે તેની સામે સાવચેત રહેવું જોઈએ; એ હું ના કહેતો નથી. પણ એટલુંજ કરીને આપણે અટકી રહેવું અને બાકીનું સર્વ, જે ભગવતે પોતાના હાથમાં ભવિષ્ય રાખ્યું છે તેને સોંપવું ઘટે છે. માણસ ભવિષ્ય જાણવાની ઘણી મહેનત કરે છે તો તે ઇશ્વરની આંખમાં હલકો થઈ પડે છે. તેટલા માટે "આવતી કાલ વાસ્તે તું ગર્વ કરીશ નહીં, કારણ તું જાણતો નથી કે એક દહાડામાં શું ઉથલપાથલ થશે."

મંદ બુદ્ધિના માનવી! તારા ખ્યાલમાં આવેલી ધાસ્તીને માટે તું ગુસ્સે થઇશ માં. જે વાદળ તને ભયંકર દેખાય છે તે વગર અડચણે તારી ઉપરથી ઉતરી જશે અથવા તે વાદળ તૂટી પડવાની અગાઉ હરેક ઠેકાણે તું તારો બચાવ કરી શકશે. ત્યારે શા વાસ્તે લીલા જોશી આગળ જન્મોત્રી અથવા ટપકો દેખાડીને એટલો બધો ચિંતામાં પડયો છે?

માનવી ! ઈશ્વરે ભવિષ્ય છુપાવવાને વાસ્તે આપણી આંખ આડો જે પડદો મુકયો છે તે પડદો ખસેડીને ભવિષ્ય જોવાની તારી કે લાલા જોશીની મુદલ તાકાદ નથી. હે જોશી ! હું તને થોડા શબ્દ કહું છું તે તું સાંભળ. તું શું કરવા લાંબા ટપકા અને જન્મોત્રા, ભુંગળાં અને ટીપણાં બનાવીને તારા ભોળા ભાઈબંધોને ખુશી અને દિલગીરીમાં નાંખે છે ? તારામાંજ ભવિષ્ય જાણવાની ખરેખરી શક્તિ હોત તો તારી બ્હેન દીકરી રાંડત નહીં.

ત્યારે તું શું કરવા એવા ઢોંગધતુરા કરીને બિચારા વહેમી અને ભોળા માણુસોને દુઃખ અને દિલગીરીમાં નાંખે છે ? તારૂં પેટ ભરાતું નહીં હોય તો કાંઈ બીજો ધંધો શીખ, પણ જે વસ્તુ ઈશ્વરે પોતાને હસ્તક રાખી છે તે લેવાને તું શું કરવા માથું ફોડી તારા પેદા કરનારને દિલગીર કરે છે ? ઈશ્વરે તને "ધન મકર"ની વિદ્યા શીખવી છે તે ગ્રહણ તથા આકાશનો વરતારો કરવાને કામે લગાડ અને તારા ભાઈબંધોને ઠગવાનું છોડી દે.

પૃથ્વી ઉપરના માનવી ! તને ભવિષ્ય જાણવાની ઘણીજ ઈચ્છા થતી હોય તો ચાલ આવ હું તને તારૂં ભવિષ્ય કહું. તે ભવિષ્ય એ કે આ દુનિયામાં તું ગમે તે ઓદ્ધાને પામીશ, ગમે તેટલો તું પૈસાવાળો અને લાયકીવાળો થઇશ, તોપણ તારી સઘળી આશા પૂરી થવાની નથી અને તને

પુરૂં સુખ મળવાનું નથી. આ મારૂં ભવિષ્ય વચન છે ને એ ખચીત ખરૂં પડશે. તું ગમે તેટલો લક્ષાધિપતિ હઈશ પણ ઘડીમાં સુખ અને ઘડીમાં દુઃખ; ઘડીમાં ખુશી અને ઘડીમાં દિલગીરી તને માલમ પડશે. તું તારાં ગયેલાં બધાં વર્ષ તપાસ તો તને એવુંજ માલમ પડશે. તું તારા બચપણના દહાડા તરફ અને જુવાનીના બહાર તરફ નજર કર એટલે તને સુખ તથા દુઃખ સાથેજ માલમ પડશે. આ ઉપરથી તું તારા ભવિષ્યનાં સુખ વિષેનો વિચાર કરી લે. તું જો ખરૂં અને પૂરૂં સુખ મેળવવા ઇચ્છતો હોય તો તારો સઘળો વિશ્વાસ ઈશ્વર ઉપર રાખ.

માણુસ જાતની પતરાજી અને ઇતરાજી, દુઃખ અને દિલગીરી મટાડવાને ખરો માર્ગ, નીતિ તથા સદ્‌ગુણમાં છે. આપણે જાણુતા નથી કે ભવિષ્યમાં શા શા બનાવો બનશે, તોપણ આ વાત તો આપણે ચોકસ જાણીએ છીએ કે આપણે વહેલાં અથવા મોડાં આ દુનિયા છોડવી પડશે. એ છેલ્લા દહાડાને વાસ્તે આપણે તૈયાર થઇ રહેવું ઘટે છે; કે જયારે તે કીરતારના ઘરનું તેડું આવે, ત્યારે હસ્તે મો'ડે અને વગર ધાસ્તીએ તેની મોટી દરબારમાં જઇને ઉભા રહીએ.

---

## દુઃખ અને દરદમાં સદાચરણથી ઘટાડો.

માણુસનું જીવતર એકજ હાલતમાં રહેતું નથી. તે

અચોક્સ છે; દુઃખ અને ચિંતાથી ભરેલું છે. હરેક મંડળીમાં એવા ઘણા પુરૂષો છે કે, જેઓ પોતાને કમનસીબ સમજે છે અને તે કેટલાક એવા પુરૂષો છે કે, જેઓ નથી જાણતા કે તેઓ કમનસીબ કેટલા જલદી થશે. કારણ આ પૃથ્વી ઉપર કોઇ પણ માણસનું સુખ કાયમ અને ચોક્સ નથી.

જેઓનું આકાશ હમણાં ચળકતું દીસે છે તેઓના માથા ઉપર કાળું વાદળ જલદીથી એકઠું થાય એમાં નવાઇ નથી. જે આરામ તેઓ ભોગવે છે તેથી તેઓ ઠગાય છે. જે તોફાન તેઓના ઉપર એકદમ તુટી પડવાનું છે તે એકઠું થવા માંડયું હશે તે તેઓ જાણતા નથી. "જે માણસ ઘણાં વરસથી સુખચેનમાં રહેતો હોય, તેને દુઃખ અને વિપત્તિના દિવસ યાદ કરવા દો. કારણ એવા દિવસ ઘણા આવશે."

એટલા માટે વિચારવંત પુરૂષોને પોતાના જીવતરમાં દુઃખને માટે ઘટતી તૈયારી કરવી એ કરતાં બીજી કોઈપણ વસ્તુની વધારે જરૂર નથી. તેઓ વગર ધાસ્તીથી સુખ–ચેનના વખતમાં વિપત્તિનો વિચાર કરે છે; અને જ્યારે તેઓની ઉપર વિપત્તિ આવી પડે છે ત્યારે ધીરજથી સહન કરવાને ઠરાવ કરે છે. વિપત્તિની સામે પોતાનું રક્ષણ કરવા માટે સર્વ કાળના પંડિતોએ પોતાના ડહાપણનો, તવંગરો-એ પોતાની દોલતનો, અને અમલદારોએ પોતાના અમલનો ઉપયોગ કીધો છે.

ડહાપણ, દોલત અને શકિતની મદદથી દુઃખ અથવા દરદમાં કંઈક ઘટાડો થાય છે, એ વાત ખરી છે; પણ જ્યારે દુઃખ અથવા દરદ એકદમ પોતાનાં સઘળાં બળ સાથે તૂટી પડે છે ત્યારે કોઈપણ માણસનો ઉપાય ચાલતો નથી. તે વેળાએ એ સઘળું એક કોરે રહે છે અને આપણું અંતઃકરણ દુઃખ પામે છે.

તે વેળાએ માણસની સઘળી યુક્તિ, હિંમત અને કળા પાણીમાં જાય છે; અને તેના અંતઃકરણને કંઈ પણ આરામ અને સંતોષ મળતો નથી. તે વેળાએ સર્વથી જરૂરની અને સર્વથી અગત્યની વસ્તુ આપણું સદાચરણ છે. સદાચરણથી આપણાં દુઃખ અને દરદમાં જેટલો ઘટાડો થાય છે તેટલો કોઈ પણ વસ્તુથી થતો નથી; જેટલો આરામ અને સંતોષ મળે છે તેટલો કોઈ પણ વસ્તુથી મળતો નથી. એ સઘળું તમને હું દેખાડવા માગું છું.

"સદાચરણ" વિપત્તિના ગમે તેવા બળને સહન કરવા માટે આપણને તૈયાર રાખે છે. "દુરાચરણ" પોતાના અતિબળથી થોડાજ દુઃખમાં આપણને છેક નાહિંમત કરી નાંખે છે. સંસારી પુરૂષો દોલત અને મિત્રાચારી વધારવામાં મંડયા રહે છે; તેથી તેઓ એમ સમજે છે કે આ હયાતીમાં જે દુઃખ અને સંકટ તેઓ ઉપર પડવાનાં છે તેને માટે તેઓ તૈયારી કરી રાખે છે. તેઓ વિચારે છે કે, દોલત અને મિત્રાચારી સંકટની વેળાએ તેઓને ઘણીજ કામની છે.

તેઓ પોતાના મનમાં બોલે છે કે, "અમારો પાયો મજબુત છે અને તે કદી ખસનાર નથી." પણ આ વિચાર સાવ ખોટો છે. વિપત્તિની વેળાએ જે વસ્તુ તેઓનું રક્ષણ કરી શકે તે વસ્તુ માત્ર તેઓનું મન છે; અને મન દુરાચરણમાં પડયાથી અપવિત્ર અને અશક્ત થઇ ગયું હોય છે. દુનિયામાં અમનચમન અને મોજમઝા ઉપર તેઓની પ્રીતિ બેહદ બંધાયેલી છે. તેથી તેઓને બે મોટા ગેરફાયદા થાય છે. તેઓ પૃથ્વીના ખરા સુખથી વેગળા રહે છે, અને કમનસીબીના વખતમાં જે તેઓને ઘા વાગે છે તે સહન કરવાની તેઓમાં મુદ્દલ શક્તિ રહેતી નથી.

વિપત્તિ અને સંકટની સામે ટક્કર ઝીલી શકાય એવાં તત્વ અને એવી પ્રકૃતિ તેઓ પાસે નથી. જ્યારે તેઓ ઉપર વિપત્તિ આવી પડે છે ત્યારે હરેક બાજુથી તેઓની ઉમેદ સંતોષ વિનાની થઇ પડે છે. તેઓ પોતાના અપરાધ-થી સર્વ શકિતમાન ઈશ્વરની સાહ્યતા માગવાને તથા તેની ઉપર ભરોસો રાખવાને તદ્દન નાલાયક થાય છે.

જે પરહેજગારી ડાહ્યા માણુસને પોતાની સ્થિતિ પ્રમાણે દુખ ભોગવવાને શકિતવાન કરે છે, તે પરહેજગારી તેઓએ ખોઈ નાખો છે. ખોટી ઉમેદ ઘણી વાર લગી રાખ્યાથી તેમની સઘળી આશા ભંગ થઇ ગઈ છે; માટે તેઓ ચીડાઇને બળી ઝળી ગયા છે. મોજમઝામાં લંપટ હોવાથી તેઓ

કંઇ પણ દુઃખ સહેવાને તદન અશકત થાય છે. મગરૂરીમાં ગરક થઇ ગયાથી કંઈ પણ તરેહનો અટકાવ કરવાને તેઓ તદન અયોગ્ય છે.

આ વગર નિશ્ચયની સ્થિતિમાં અઘટિત સ્વભાવ અને પ્રકૃતિ રાખ્યાથી તેઓએ દુઃખના પ્યાલામાં બેવડી કડવાશ નાખી છે; તથા જે તલવાર તેઓની ઉપર ઉંચકવામાં આવી છે તે તલવારની ધાર તેઓએ બારીક કીધી છે. તેઓ સ્વચ્છ અને મનના ખરા સંતોષથી કેવળ અજાણ્યા છે. દુર્ગુણ અને કુસંગથી જે હલકી મોજ પ્રાપ્ત થાય છે તે વગર દરેક ખરી મોજથી તેઓ કેવળ અજ્ઞાન છે.

તેઓએ પોતાનો સઘળો આધાર આરોગ્ય અને પૈસા ઉપર રાખ્યો છે. તે બેમાંથી ગમે તે એકને ખસેડો એટલે સુખ અને આશાની આખી હવેલી તૂટી પડશે. દુરાચરણી પુરૂષોને દરિદ્ર અવસ્થામાં આણવા ઘડપણમાં જે તૂટેલું દિલ અને જે ક્રોધી સ્વભાવ ઉત્પન્ન થાય છે તે, ઉપર જણાવેલાં કારણોથી, પણ જીંદગીની દુઃખદાયક હાલતમાં એક સદાચારી પુરૂષની સ્થિતિ કેટલી જુદી છે ? સદાચરણે અસાશ્વત સ્થિતિના સર્વ બનાવ તથા સર્વ દુઃખને માટે તેમના મનને તૈયાર કીધું છે. સદાચરણે ખરાં સુખનો રસ્તો તેઓને દેખાડયો છે. સદાચરણે દુનિયાનું પોકળપણું પ્રગટ કરીને અને વધારે ઊંચી ઉમેદ દેખાડીને આ પૃથ્વીની ખોટી માયાથી તેને દૂર

રાખ્યો છે. દુઃખ તેના ઉપર ઓચીંતું પડતું નથી અને તેટલા માટે તે ગભરાતો નથી.

હયાતીના શકભરેલા નાવમાં તોફાનને માટે તે તૈયાર થયો છે. તે સારી પેઠે જાણે છે કે, જે ઉપર મારી ઘણી મમતા અને પ્રીતિ છે તે સદાકાળ મારી સાથે રહેશે નહીં. તેટલા માટે જે મરવાનું છે તે મરી જાય છે, અથવા જે બદલાઇ જવાનું છે તે બદલાઇ જાય છે, અથવા જે થોડી મુદતનું છે તે જતું રહે છે, ત્યારે નાઉમેદીથી તે એકદમ દબાઇ જતો નથી.

સદાચરણનાં જે જે તત્વ તથા વર્તણુક છે તે મનને બળવાન કરવાને લાયક છે. જે વસ્તુ આપણા અંતઃકરણને સ્વચ્છ કરે છે તે તેને હિંમતવાન પણ કરે છે. સદાચરણ અને શાંતપણે રહેવાથી સદ્‌ગુણી પુરૂષોનો આત્મા સાવધ અને નીતિમાન થાય છે. ઈશ્વરકૃપાથી પૃથ્વી ઉપરનું સુખ તે મધ્યમ રીતે ભોગવી જાણે છે. તે લાભથી હરખાતો નથી, અને અમન–ચમનમાં લંપટ થતો નથી. જે વિપત્તિ તેના ઉપર પડે છે તેની ભેટ તે હિંમતથી લે છે. તે હરેક વાતમાં પોતાનું મન મારી શકે છે, અને પરહેજગારી રાખી શકે છે.

તેણે સુખ અને વૈભવના વખતે ઉજડ ઋતુ ગણી નહીં. તેણે પોતાના મનને કેળવણી આપી. તેણે પોતાના મનને ઉપયોગી જ્ઞાનથી, સારા તત્વથી અને સદ્‌ગુણના સ્વભાવથી

ભર્યું. જ્યારે વિપત્તિના દિવસ આવે છે ત્યારે તેના મનનો આ સઘળો ભંડાળ એમનો એમ કાયમ રહે છે.

તે જેવી રીતે સુખાકારીમાં રહે છે તેવીજ રીતે મંદવાડના વખતમાં રહે છે; જેવી રીતે તવંગરી હાલતમાં રહે છે તેવીજ રીતે દરિદ્રી અવસ્થામાં રહે છે; મિત્ર અને મંડળીમાં જેવી રીતે રહે છે તેવીજ રીતે અંધારી અને એકાંત જગામાં રહે છે. વૈભવ અને સુખની રોશનીમાંથી, દુઃખના અંધારામાં નાહિમ્મત થયા વગર તે જઈ શકે છે. પૃથ્વી ઉપરના અનેક લાભથી છુટો પડીને એક નાની જગામાં તેને સુખ અને સંતોષ મળે છે.

તેની મુખ્ય ગમત શાંત, અને મધ્યમ જાતની હોય છે, માટે દુનિયામાં તે પોતાના મનને એક મોટું રાજ્ય લેખે છે, અને વૈભવ ભોગવવાને હજી તેનામાં પૂરી શક્તિ છે. તે જે વૈભવ ભોગવે છે તે તેના મનનો છે અને દુનિયાનો નથી, વાસ્તે તેને વૈભવ વગરનો કરવાને દુનિયાની તાકાત નથી.

સદ્ગુણી પુરૂષોને પોતાની સારી વર્તણુક વિષે વિચાર આવે છે ત્યારે તેઓનાં દુઃખ અને દરદમાં ઘણોજ ઘટાડો થાય છે; પણ દુર્ગુણી પુરૂષોને માઠાં કામ યાદ આવ્યાથી તેઓનાં દુઃખમાં ઘણોજ વધારો થઇ પડે છે. થોડોક વખત ગમત અને ઉદ્યોગમાં ગુજારવાથી પાપી માણસને પોતાના અંતઃકરણની અસર માલમ પડતી નથી; કારણ

તેઓ મોજમઝા અને ધંધારોજગારમાં પડેલા હોય છે, તથા મોટી આશા અને ઉમેદમાં રહેલા હોય છે.

પણ માણસનું અંતઃકરણ સદાકાળ દબાયેલું રહેતું નથી. દરેક માણસને પોતાની હયાતીમાં કોઇ વેળા એવો પણ વખત આવે છે કે, જ્યારે તેની પોતાની ખરી તસવીર તેને ખુલ્લી રીતે દેખાય છે તે વખતે એ તસવીરના દેખાવથી તેને જે દુઃખ ઉપજે છે તેનો વિચાર કોઈ કરી શકતું નથી. ખચિત, વિપત્તિના એકાંત વખતમાં માઠાં કામોનો વિચાર આવ્યાથી તેની સ્થિતિ ઘણીજ દુઃખભરેલી થઇ પડે છે. તે વેળા તે બોલે છે કે, "મેં મારો સઘળો વખત મગરૂરી અને મૂર્ખાઇમાં કહાડયો; મેં મારો જન્મારો અપરાધ અને પાપમાં ગુજાર્યો."

જે અપરાધ એક વેળા તેને નજીવા દીસતા હતા તે હાલ ભયંકર દીસે છે. જે વિપત્તિ તેની ઉપર પડે છે તેની સાથે તેનાં માઠાં કર્મ તેને યાદ આવે છે. જે કર્ત્તારનો અપરાધ તેણે કીધો છે તે કર્ત્તારનો હાથ પોતાની સામે ઉગામેલો તે જુવે છે. જે વેળાએ મનુષ્યને સાહ્યતાની ઘણી જરૂર છે તે વેળાએ દુઃખમાં એટલો વધારો કેમ સહેવાઈ શકાય ? દરદમાં, નાઉમેદીમાં અને ઘડપણમાં અંતઃકરણની એટલી બધી બળતરા કેમ સહન થાય ? દુઃખની દાઝ અને અપરાધનો ડંખ જેઓની ઉપર વિતે છે તેઓની સ્થિતિ ખચીત

ઘણીજ દુઃખદાયક હોવી જોઈએ. માણુસનો આત્મા દુઃખ સહન કરે પણ જખમી અને ઘાયલ અંતઃકરણ કેમ સહન થઈ શકે ?

પણ જેનું અંતઃકરણ સ્વચ્છ અને નિર્મળ છે તે ગમે તેવા દુઃખમાં, ગમે તેવા દરદમાં, અને ગમે તેવી આપદામાં સુખ અને સંતોષ પામે છે. સુખ અને આનંદના વખતમાં જો તેણે ઈશ્વરભક્તિ કરી હોય, અને સદાચરણથી ચાલ્યો હોય તો તેનું ફળ મહા દુઃખના વખતમાં તે ચાખે છે. દુનિયાની દોલત, દુનિયાની ગમત, અને દુનિયાની મોહબત એક પળવારમાં જતી રહે છે. પણ પરોપકાર અને સદાચરણનાં કામ તેની સાથેજ રહે છે.

તે બોલે છે કે, "જો મારી હયાતીનો છેડો હમણાં આવે તોપણ હું બિ'શ નહીં. મારી જીંદગી નકામી અને વ્યર્થ ગઈ નથી. હું આ દુનિયામાં સારી રીતે કુસ્તી રમ્યો છું, અને મારો ધર્મ મેં બજાવ્યો છે. મારા મન ઉપર મુદ્દલ બોજો રહ્યો નથી. પરલોકની મને બિ'ક નથી. ઈશ્વરને રાજી રાખવાને અને મારી ફરજ બજાવવાને મેં મહેનત કીધી છે અને બાકીનું સર્વ હું તે કર્તારને સોંપુ છું"

આવા વિચાર, નીતિમાન પુરૂષને દરીદ્રાવસ્થાના સાંકડા ખુણામાં ખુશી ઉપજાવે છે, અને પ્રમાણિક બંદીવાનને કેદખાનામાં આરામ આપે છે. આવા વિચાર ઉદાસી પુરૂષની

ઉદાસી કહાડી નાંખે છે, ઘડપણનો બોજો હલકો કરે છે, અને મંદવાડના વખતમાં મોટો સંતોષ આપે છે.

માનવી ! તું પૃથ્વી ઉપર નજર કર. સર્વને તું બોલતાં સાંભળીશ કે, દોલત કરતાં મન વધારે જોરાવર છે. બહારની જે દોલત છે તે કરતાં મન, વધારે મોટું અને વધારે જરૂરનું છે. ચાલો, આપણે એક ઘણા દુઃખ અને વિપત્તિમાં પડેલા પુરૂષ પાસે જઇએ અને તેને પુછીએ કે, " તું એ દુઃખ કેમ સહન કરી શકે છે ? " જો તે દૃઢ અને મજબૂત મનનો માલમ પડયો તો એવું સમજવું કે તેણે પોતાનો આત્મા ઇશ્વરને સોંપ્યો છે અને તે સદાચરણના વિચારથી આરામ પામે છે.

વાસ્તે, રે મિત્રો ! તમે એવો વિચાર કરશો નહીં કે, માણસનું ખરૂં દુઃખ કમનસીબિથી ઉપજે છે. બરાબર જોઈશું તો જેઓ અપરાધી છે તેઓ શિવાય ખરા દુઃખી બીજા કોઇ નથી. ઠગાઇ તથા અપરાધ વિષેનો ધાસ્તી ભરેલો વિચાર માણુસના દુઃખનું મૂળ કારણ છે. માણુસનો અપરાધ તેના દુઃખની તલવાર ઘસીને તીણી કરે છે તથા તેના દુઃખના ડંખને વધારે છે.

પણ સદ્ગુણી પુરૂષ ઉપર દુઃખ આવી પડે છે ત્યારે તેને એટલો ઊંડો ઘા વાગતો નથી. તેના આત્માની બહારની બાજુ ઉપર ડંખ વાગે છે, પણ અંદરનું જોર વધારે હોવાથી

તે ડંખ રૂઝાઈ જાય છે. તેના મનનો બાંધો મજબુત છે તેથી તે ડંખ ઊંડો જવાને બદલે રૂઝાતો જાય છે.

દુર્ગુણી પુરૂષ સંકટની વેળાએ કોઇ પણ રક્ષણકર્ત્તા તરફ જોઈ શકતો નથી; પણ સદ્ગુણી પુરૂષ પોતાનો સઘળો ભરોસો અને પોતાની સઘળી આશા ઈશ્વર ઉપર રાખી શકે છે. માણુસનું મન સ્વાભાવિક રીતે દુર્બળ છે, માટે વિપત્તિ તથા દુઃખના જોરથી તેની સઘળી નબળાઈ એકદમ પ્રગટ થાય છે. દુરાચરણથી તે નાહિંમત થઇ ગયેલો, માટે તે કેવળ શક્તિ વિનાનો થઇ પડે છે અને કોઇના ઉપર આધાર રાખી શકતો નથી.

કુમક તથા મદદ મેળવવાને તે હરેક બાજુ તરફ આતુરતાથી જોય છે અને જ્યારે તે નિષ્ફળ થાય છે ત્યારે તદ્દન હિમ્મત વગરનો અને લાચાર થઇ પડે છે. આવા વખતમાં તે બિચારો દુર્જન કઇ ગમથી સાહ્યતા મેળવવાની આશા રાખે? કમનસીબીનાં તોફાન સાથે તે થાકયો ત્યાં સુધી તેણે બાથ ભીડી, અંતે તે પોતાની નજર ઈશ્વર તરફ ઉંચકે છે. પણ ઇશ્વરની આજ્ઞા તેણે સેંકડો વખત તોડીને તેને કોપાયમાન કીધો છે, તેથી તેનું ભય તેને ઘણુંજ લાગે છે. જે વેળાએ ઈશ્વરી મદદની જરૂર છે તે વેળાએ ઈશ્વરનો ક્રોધ દેખાય છે.

પણ જે પુરૂષે પોતાના પેદા કરનારની પ્રીતિ સંપાદન

કીધી છે તે પુરૂષને વિપત્તિની વેળાએ ઘણોજ સંતોષ અને ઘણીજ સબુરી મળે છે. ઇશ્વર દુઃખીયારાની દાદ સાંભળવાને સદા તૈયાર છે. મનુષ્યની દિલગીરી અને નબળાઇને માટે તેની પાસે દયાનો મોટો ખજાનો છે.

તે સર્વની પ્રાર્થના સાંભળનાર છે. ગરીબ અને લાચારોના સાદ ઉપર તે વધારે ધ્યાન આપે છે. દુખોયારાનો ન્યાય કરવા માટે, અજાણ્યાઓનું રક્ષણ કરવા માટે, મદદ વગરનાઓને જુલમીઓના હાથથી છોડવવા માટે, તે વધારે તૈયાર, વધારે આતુર, અને વધારે ખુશી રહે છે.

જે પિતા વિનાના છે તેઓનો તે પિતા છે, અને જેઓ વારસ વગરના છે તેઓનો તે વાલી છે. જેઓ નીચે જમીન ઉપર પડીને હાય મારે છે તેઓને તરત સાહ્ય થાય છે. સદ્ગુણો પુરૂષોને તે કોઇ દહાડે ભૂલી જતો નથી. સદ્ગુણી માણસની છાતીમાંથી જે નીસાસા નિકળે છે તે આ પૃથ્વી ઉપરનું કોઇ પણ માણસ સાંભળતું નથી પણ ઈશ્વર સાંભળે છે.

સર્વશક્તિમાન ઇશ્વર વિષે આવા વિચાર કીધાથી હરેક પવિત્ર અંતઃકરણને ખરો સંતોષ મળે છે. આ વિચારથી ઈશ્વરનો કારભાર એવો પ્રીતિપાત્ર દીસે છે કે તેની હયાતીની ઉપર જે પડદો પડયો છે તે એકદમ ખસી જાય છે. સદ્ગુણી પુરૂષ જ્યારે જાણે છે કે, મારા ઉપર ઇશ્વર કૃપાળુ છે ત્યારે તે પોતાનું કામ વધારે શક્તિથી કરે છે અને

પોતાનું દુઃખ વધારે હિમ્મતથી ખમે છે. દુનિયાના હોરથી તેને જે નુકશાન થાય છે તેનો બદલો તેને ઇશ્વરથી જ મળશે એવી તે ઉમેદ રાખે છે. જ્યારે તે સંસારના ખટલાથી કંટાળો પામે છે ત્યારે ઇશ્વરની પ્રાર્થના કરવાને એકાંત જગામાં જઈ ભરાય છે.

તે જગામાં દુનિઆની સઘળી "હાય-હાય" અને ફિકરચિંતા ટળી જાય છે. તે જગામાં તેને દુષ્ટ લોકો દુઃખ દઈ શકતા નથી. તે જગામાં તેનું મન સ્થિર રહે છે, તેના મનના વિકાર નરમ પડે છે અને તેના ઘાયલ થયલા દિલને ફુઝ આવે છે. જે દુઃખ અને દિલગીરીની વાત આ પૃથ્વી ઉપરના કોઈપણ મિત્રની આગળ તે કહી શક્તો નથી તે વાત તે પોતાના ઉત્પન્નકર્ત્તાની આગળ સઘળી ઉઘાડી કરીને પોતાનું દિલ ખાલી કરે છે.

તે એમ નથી સમજતો કે, હું એકલો છું અને મારો વાલી કોઈ નથી. તે એવું સમજે છે કે ઈશ્વર મારો વાલી મારી સાથેજ છે અને મને મારા દુઃખના વખતમાં મને સાહ્ય થશે. તે પોતાના પવિત્ર કાનમાં ઈશ્વરનો ગુપ્ત સાદ આ પ્રમાણે સાંભળે છેઃ "તારા દુઃખના વખતમાં મારૂં સ્મરણ કર. હું તને સાહ્ય થઇશ. તું બિ'તો નહીં, કારણ હું તારી સાથેજ છું. તું ગભરાતો નહીં, કારણ હું તારો રક્ષણકર્તા છું."

દુઃખના વખતમાં સદ્‌ગુણી પુરૂષને સ્વર્ગની આશાથી

સંતોષ મળે છે. દુર્ગુણી પુરૂષને એવી આશા મુદ્દલ નથી એટલુંજ નહીં, પણ મુઆ પછી તેની માઠી હાલત થશે એ ધાસ્તી તેને પડયાથી તેના દુઃખમાં ઘણોજ વધારો થઇ પડે છે. આ દુનિયા પછી બીજી દુનિયામાં કેવી સ્થિતિ થશે તેનો વિચાર દરેક માણસને થયા વિના રહેતો નથી.

તવંગર અને સુખી પુરૂષો જેઓ મોજમઝામાં પોતાનો વખત ગુજારે છે તેઓને પણ કોઇ વેળાએ એ વિચાર થાય છે. પણ જ્યારે મોજમઝાનો વખત જતો રહે છે, જ્યારે જુવાનીની અવસ્થા બદલાઇ જાય છે, જ્યારે નિર્ધન-પણાનો અને ઘડપણનો વખત આવે છે ત્યારે એ વિષેનો વિચાર વધારે થાય છે, અને પાપી અંતઃકરણ મોટી ફિકર અને ચિંતામાં પડે છે. તે પોતાના મરવાના બીછાના ઉપર આંખમાં આંસુ લાવે છે અને થરથર કંપે છે.

પણ સદ્ગુણી પુરૂષને પૂરી આશા છે કે, આ હયાતીનો છેડો આવ્યા પછી બીજી દુનિયામાં તેને તેના સદ્ગુણનો બદલો મળશે. આ આશાથી અંતકાળની વખતે તેને જેટલો સંતોષ મળે તેટલો કોઈપણ વસ્તુથી મળતો નથી. મહા-સાગરમાં અંધારી રાતના વહાણનું સુકાન એક નાખુદાને જેટલી હિંમત આપે છે તેટલી હિંમત આ ખરી આશા, મરણની વેળાએ માણસને આપે છે. ઈશ્વરે માણસમાં જે મોટી આશા મુકી છે તે ખરેખર તેની મોટી બક્ષીસ છે.

આશા ઉપર માણસ પોતાનો સઘળો આધાર રાખે છે: આશા કહાડી નાખે તો માણસની સ્થિતિ એકદમ ફેરવાઇ ગયેલી દેખાશે. માણસ જે સાંજ સવાર રંજ ખેંચે છે, ઘણાઓના તાણા સાંભળે છે, તે સઘળું આશાને વાસ્તે છે.

એ પ્રમાણે આ પૃથ્વી ઉપર વગર ચોકસની નજીવી વસ્તુ ઉપર આશા રાખીને માણસો સુખ મેળવે છે તો એક મરવા પડેલા માણસને બીજી દુનિયામાં હમેશનું સુખ મેળવવાની મોટી આશા થાય તો તેને કેટલી ધીરજ અને કેટલો સંતોષ મળે તેનો વિચાર સહજે થઇ શકે છે. તે આશા ગમે તેવાં દુઃખ અને સંકટનું જોર એકદમ નરમ કરી નાંખે છે.

પણ મનુષ્ય જાતની નબળાઇને માટે થોડા ટકા આપણે બાદ કરીએ, સદ્ગુણના અને નીતિના દરેક તત્વ પ્રમાણે ચલાતું નથી એ આપણે કબુલ કરીએ; તોપણ ભલા મનુષ્યના દુઃખમાં સ્વર્ગની આશાથી ઘણેક દરજ્જે ઘટાડો થાય છે, એટલું જ નહીં પણ જેઓને એ આશા મુદ્દલ નથી તેમના કરતાં તે ઘણો આરામ અને સંતોષ પામે છે.

તે માત્ર આ પૃથ્વી ઉપર એક મુસાફર છે. તે પોતાની મુસાફરી વધારે સુખી દેશ તરફ કરવા નીકળ્યો છે. તેની મુસાફરી ઘણી કંટાળાભરેલી છે; પણ તે મુસાફરીની દરેક મંજલે તેને નિશ્ચય થતો જાય છે કે આરામ અને સુખના

વખતની નજદીક હું આવતો જાઉં છું. "સહન કર એટલે તારૂં સઘળું દુઃખ દૂર થશે. મંડયો રહે એટલે તું ફતેહ પામીશ. તારો ન્યાયનો દિવસ પાસે આવતો જાય છે. તારૂં વતન ઉપર તૈયાર થયું છે. સ્વર્ગના લોક સાથે તારો આરામ થશે, દુરાચાર ને અનીતિથી આ પૃથ્વી ઉપર જે જે અવ્યવસ્થા થઇ છે તેનો છેડો આવશે. પ્રમાણિક પુરૂષનાં આંસુ ત્યાં લુછાઈ જશે."

આવા નિશ્ચયથી જીવતરની દુઃખભરેલી અને સંતાપકારક સ્થિતિમાં જેવો આરામ મળે છે તેવો નાસ્તિક વિદ્વાનને નથી મળતો. નાસ્તિકના વિચાર સ્થિર મનને કદાચ આરામ પમાડે; અંતઃકરણને જરા ઘા લાગ્યો હોય તો તે રૂઝવે; પણ જ્યારે તે ઘા ઘણો ઊંડો અને સુજી ગયેલો હોય અને આ પૃથ્વી ઉપરનું સઘળું સુખ મળતું બંધ પડયું હોય ત્યારે પરલોક વિષેના સુખની આશાથી જ દિલ આરામ પામે છે. તે જાણે છે કે "સ્વર્ગમાં પાછું સુખ પ્રાપ્ત થશે અને સર્વ સદ્‌ગુણી પુરૂષો પોતાના ઉત્પન્નકર્તા પાસે ભેળા થશે.'' આ આશાથી સઘળી નાઉમેદી દૂર થઈ જાય છે; અને એટલો જ ઘા રહે છે કે તે પાછો જલદીથી રૂઝાઇ જાય છે, અને આપણી સઘળી વર્ત્તણુક પ્રીતિપાત્ર થઈ પડે છે.

માણસોને સદાચરણથી આવી જાતનાં સુખ પ્રાપ્ત થાય

છે. સદાચરણને પ્રથમ કેળવ્યાથી મનુષ્યને હિંમત અને બળ આવે છે. જ્યારે તે પોતાનાં નિર્મળ અંતઃકરણનો વિચાર કરે છે ત્યારે ઈશ્વરકૃપા તેને યાદ આવે છે. આ પૃથ્વી ઉપરના દરેક સુખની આશા નિષ્ફળ થાય છે ત્યારે સ્વર્ગની આશાથી જ ખુશી પ્રાપ્ત થાય છે. ઈશ્વરે મારે માટે આરામનું છત્ર ઉભું કરી રાખ્યું એમ તે જાણે છે.

ચાલો ત્યારે મારા મનુષ્ય ભાઈબંધો; ચાલો આપણે સદાચરણથી આવું સુખ મેળવવાને યોગ્ય થઈએ તથા એવા ઉપાય કરીએ. તેની સચ્ચાઈ વિષે, તેની જરૂરિયાત વિષે, સર્વ જાતનાં મનુષ્યો એક મતથી કબુલ કરે છે. કારણ જ્યારે તેઓ ઉપર દુઃખનું વાદળ તૂટી પડે છે ત્યારે તે સદાચરણ અને ઇશ્વરની ગોદમાં ભરાવાની ઇચ્છા કરે છે. સર્વ કાળના ઘરડા અને જુવાનો, તવંગર અને ગરીબો, ડાહ્યા અને ગાંડા પોતાનાં દુઃખી અંતઃકરણ અને થાક પામેલાં મસ્તકને માટે આ પૃથ્વી ઉપર આરામ મળતો નથી ત્યારે સદ્ગુણની છાયા તળે આરામ લેવાનું શોધે છે.

દુઃખ અને વિપત્તિમાં આરામ મળવાના માત્ર બે જ ઉપાય છે. એક ડા'પણ અને બીજું અંતઃકરણ. જેઓ પોતાનું ડા'પણ કામે લગાડે છે તેઓ નીતિના તત્વને એક કોરે મુકી દે છે. તેઓ પોતાની શક્તિ અને કળા ઉપર આધાર રાખે છે. દુનિયાનું જ્ઞાન જે અનેક યુક્તિ તેઓને

દેખાડે છે તે સઘળી યુક્તિનો તેઓ ઉપયોગ કરે છે. જે વસ્તુને તેઓ પોતાના લાભની સમજે છે તે વસ્તુ શિવાય તેઓ કશા ઉપર લક્ષ આપતા નથી. તેઓએ પોતાના અંતઃકરણની લગામ છુટી મુકી છે તેથી પોતાના લાભને માટે ગમે તેવો રસ્તો પકડે છે.

પરંતુ મનુષ્ય જાતના અનુભવથી એ ઉપાય કેવળ નકામો અને ઠગાઇ ભરેલો માલમ પડયો છે. કારણ મોટી વિપત્તિ અને સંકટના બળની સામે ટક્કર ઝીલવાને એ ઉપાય અયોગ્ય છે એવું સિદ્ધ થયું છે. જ્યારે વિપત્તિ અને સંકટ પોતાના સઘળા બળ સાથે આવી પડે છે ત્યારે તેમની સામે ગમે તેવી મજબૂત ઈમારત આપણી અક્કલથી બાંધી હોય છે તે પળવારમાં તૂટીને જમીન ઉપર પડે છે તેમજ બુદ્ધિવાન અને ડાહ્યા ચતુર પછડાઇને નીચે પડે છે.

આવી વતણુકવાળા પુરૂષો બેચેનીમાં અને હાયહાયમાં પોતાનો જન્મારો ગુજારે છે. દરેક બાબત ઉપર ઘણું લક્ષ આપ્યાથી તેઓ પોતાના દિવસ ફિકરમાં કહાડે છે. તેઓ દરેક ભયથી ચમકે છે. તેઓ દરેક જુદા બનાવથી પોતાની યુક્તિ ફેરવે છે, અને જયારે તેઓની સઘળી યુક્તિ છતાં દુઃખ અને વિપત્તિનું જોર વધી પડે છે ત્યારે તેઓ આશા વગરના અને આરામ વગરના થઈ પડે છે.

બીજો ઉપાય વધારે કીર્તિભરેલો અને વધારે નિશ્ચયનો

છે. તે ઉપાય એ કે," ગમે તેવી અડચણ છતાં આપણી ફરજ બજાવવી અને તેનું પરિણામ ઈશ્વરને જ સોંપવું." જેઓ આ ઉપાય પ્રમાણે ચાલવાનું યોગ્ય સમજતા હોય તેઓએ આ થોડા શબ્દનું સ્મરણ રાખવું જોઈએ:" ઈશ્વર પર વિશ્વાસ અને સદાચરણ."

ત્યારે ચાલો મારા પ્રિય મિત્રો, આપણે સદાચરણને મજબૂત વળગી રહીએ અને ઈશ્વર ઉપર ભરૂસો રાખીએ, ચાલો આ પૃથ્વી ઉપર આપણો શો ધર્મ છે તે સમજીએ અને તે પ્રમાણે ચાલવાની મહેનત કરીએ. ચાલો, આપણે ઈશ્વર ઉપર વિશ્વાસ રાખી હિમ્તથી આપણું કામ કરીએ. ચાલો આપણે પાંસરો રસ્તો પકડીએ. ચાલો આપણે ગમે તેવા બારીક વખતે આટલુંજ પૂછીએ કે " સાચું, ભલું અને યોગ્ય શું છે ? મનુષ્ય લેખે આપણે કેમ વર્તવું જોઈએ.

ચાલો, આપણું અંતઃકરણ સ્વચ્છ અને નિર્મળ રાખી આપણો રસ્તો ઈશ્વરને સોંપીએ. ચાલો આપણે વિના શંકા ટકટક અને બડબડ કીધા વગર આપણો ધર્મ બજાવીએ. ચાલો આપણે ખાતરીથી સમજીએ કે દુનિયા આપણને કમનસીબ કરે તોપણ તેની તાકાદ નથી કે તે આપણને નીચા અને હલકા કરી નાંખે. ચાલો આપણે વિશ્વાસ રાખીએ કે આ પૃથ્વી ઉપર નીતિથી રહેવાને ઈશ્વરે આજ્ઞા આપી છે તે પ્રમાણે રહેવાથી અને ચાલવાથી ઈશ્વર તથા આપણું અંતઃકરણ આપણને સાહ્યતા આપ્યા વગર રહેશે નહીં.

## માણુસ! તું આળસુ પડી રહેવા નથી આવ્યો.

ઈશ્વરે આપણને આ દુનિયામાં મહેનત કરવા પેદા કીધા છે. મહેનત વગર દુનિયામાં જીવ નથી. મહેનત વગર માણુસનું જીવતર નથી. મહેનત વગર દુનિયા ખાલી છે. મહેનત વગર માણુસ પાપી છે. ઈશ્વરે માણુસોને એકબીજાને મદદ કરવા તથા એક બીજાને ઉપયોગી થઈ પડવા ઉત્પન્ન કીધા છે.

ઈશ્વરની આજ્ઞા છે કે, "માણુસ, તું દુનિયામાં જા અને મહેનત કરીને તારા ભાઈબંધોને ઉપયોગી થા." ઈશ્વર કોઈપણ માણુસને આ દુનિયામાં આળસુ પડી રહેલો જોવાને ઈચ્છતો નથી. આ દુનિયા ઈશ્વરનું એક ક્ષેત્ર છે, જેમાં હરેક જણને પોતપોતાનું કામ સોંપેલું છે. ગમે તેવી જગામાં અને ગમે તેવી સ્થિતિમાં મહેનતની જરૂર છે.

માણુસો ઘણી વેળા મહેનતુ માલમ પડે છે; પણ તેઓ વગર ફાયદાની, વગર ઉપયોગી અને વગર જરૂરની વસ્તુ પછવાડે મહેનત કરે છે. માણુસ ઘણી મહેનત કરે અને તે મહેનત વગર-ઉપયોગી વસ્તુ પછવાડે હોય, તો તે શું કામની? હું તમને દેખાડવા માગું છું કે આળસુ માણુસો ઈશ્વરના અપરાધી છે; તેઓ ઈશ્વરની મતલબ સારતા નથી, અને પોતાની મતલબ પણ સારતા નથી.

**માણુસો પોતાની મતલબ સારતા નથી:**—પરમ

કૃપાળુ અને સર્વ-શક્તિમાન ઈશ્વરે કોઇ પણ ચીજ નકામી અને મતલબ વગરની ઉત્પન્ન કીધી નથી. માણુસ જો જરાક પોતાના વિષે વિચાર કરશે તો તેની ખાતરી થશે કે ઇશ્વરે તેને આ દુનિયામાં કાંઇ પણ ઉપયોગી કારણસર મોકલ્યો છે. સર્વ પ્રાણીમાં, ઈશ્વરે માણુસને શ્રેષ્ઠ કીધો છે. તેને બુદ્ધિ તથા વિચારશક્તિ આપી છે.

આ કિંમતી બક્ષીસનો તે જો ઉપયોગ ન કરે, પોતાના તથા પોતાના કુટુંબના પોષણને માટે મહેનત ન કરે, પોતાના તથા પોતાના ભાઇબંધોના સુખમાં વૃદ્ધિ કરવાને કાંઇ પણ વેપારરોજગાર ન કરે, તથા સઘળી મતલબ અને સઘળી ઉલટ મુકી દઇને આળસમાં રહી પૃથ્વીના પદાર્થો પોતાની હોજરીમાં ભરે અને ડુક્કરની પેઠે પોતાના દિવસ આળસમાં કહાડે તો તે શું એવું સમજે છે કે તેણે પોતાની જીંદગીનો ઘટતો ઉપયોગ કીધો ? તે શું એવું સમજે છે કે, જે મતલબને વાસ્તે ઈશ્વરે તેને પેદા કીધો તે મતલબ પાર પડી ? જે પુરૂષ પોતાની હયાતીનો ઉપયોગ આવી રીતે કરે છે તે પુરૂષ પોતાના પેદા કરનારનો ચોર અને ગુન્હેગાર થાય છે.

તમે તમારી આજુબાજુ નજર કરો. આખા જગતને કામે લાગેલું તમે જાશો. સૂર્ય રાત દહાડો ફરે છે. ચંદ્ર રાત દહાડો ચાલે છે. આપણી પૃથ્વી, નક્ષત્ર, ગ્રહ અને તારાઓ રાતદિવસ ફર્યોજ કરે છે. તેમજ આ પૃથ્વીપર

સઘળી જાતનાં પ્રાણીઓ પોતપોતાના કામમાં મંડેલાં છે. કોઈપણ વસ્તુ જગતમાં આળસુ કે સ્થિર નથી. આખું જગત ઉદ્યોગી માલમ પડે છે.

ત્યારે શું આવા ઉદ્યોગી અને મહેનતુ જગતમાં ઈશ્વરે તને જ આળસુ પડી રહેવા પેદા કીધો છે? આખા જગતમાં શું તનેજ આળસુ હયાતી આપી છે? ઘણી રીતે તું પોતે સુધારો કરવાને, તારા ઇશ્વરની કીર્તિમાં વધારો કરવાને અને માણસ જાતના કલ્યાણને અર્થે બીજાઓ મહેનત કરે છે તેમાં, તારી મહેનતનો ભાગ નાખવાને શક્તિવાન છે એમ છતાં પણ તું શું તારા દિવસ આળસમાં અને ઊંઘમાં કહાડવા

માણસના દિલમાં મોટામાં મોટી ફિકર અને ઘણામાં ઘણી ચિંતા પોતાના પેદા કરનાર આગળ પોતાનો હિસાબ આપવાની છે. એ ફિકર અને ચિંતા ગમે તેવી કઠણ છાતીવાળો માણસ પણ દૂર કરી શકનાર નથી. સર્વે માણસ કબુલ કરે છે કે તેઓને એક દિવસ પોતાનાં સઘળાં કામનો હિસાબ ઈશ્વર આગળ આપવો પડશે. આ વિષેની અગમચેતી અજ્ઞાન માણસમાં પણ છે. હરેક માણસ પોતાની સારી નરસી ચાલથી કહી શકશે કે, તે કેવી જાતના અપરાધનો ગુન્હેગાર છે.

એવું વિચારો કે, હાલ આપણે ઈશ્વરની દરબાર આગળ

આપણાં સઘળાં કામનો જવાબ આપવાને ઉભા છીએ. અલબત જો આપણે આપણી હયાતીનો વખત આળસમાં અથવા વગર ઉપયોગની મહેનતમાં ગુજાર્યો હશે તો તે કીર્ત્તાર તરત કહેશે કે, “ મેં તમને એવી જગાએ મુકયા કે, જ્યાં ઉદ્યોગ કરવાને તમને ઘણી વેળા પ્રસંગ મળ્યો હતો, તથા તમારા ભાઈબંધોને ઉપયોગી થવાને ઘણી વેળા તમારા હાથમાં તક આવી હતી. તમારો ધર્મ અને તમારી ફરજ શું તે તમે જાણતા હતા. કેટલીએક મુદત સુધી મેં તમને ત્યાં રાખ્યા. જે મિત્રોને તમે ઉપયોગી થઈ પડો તે મિત્રોને મેં તમારી આસપાસ વસાવ્યા. મેં તમને તંદુરસ્તી અને ફુરસદ આપી.

હવે કહો મને કે, જે કૌવત ? તથા બુદ્ધિબળ મેં તમને આપ્યું હતું તેનો ઉપયોગ તમોએ કેવી રીતે કર્યો ? તમારા હકમાં, તમારા કુટુંબના હકમાં, તમારા પડોશીઓના હકમાં, તથા તમારા ભાઈઓના હકમાં તમે શું ફાયદો કીધો ? અને પરસ્પર શી મદદ અને મહેનત કરી ? ” આ દુનિયામાં જેઓ આળસુ અને વગર ઉપયોગના પડેલા છે તેઓએ આ વિચાર ઉપર પૂરૂં લક્ષ આપવું ઘટે છે.

**આળસુ માણસો દુનિયાની મતલબ સારતા નથી.**—આળસુ માણસો દુનિયામાં ઉપયોગી થવાને બદલે દુનિયા ઉપર બોજારૂપ થઇ પડે છે. આપણે સર્વ એક બીજા ઉપર આધાર રાખીએ છીએ. વણકર અનાજને વાસ્તે

ખેડુત ઉપર અને ખેડુત વસ્ત્રને વાસ્તે વણકર ઉપર; મોચી શીવવાને વાસ્તે દરજી ઉપર અને દરજી જોડાને વાસ્તે મોચી ઉપર; એ પ્રમાણે સર્વ લોકો દુનિયામાં એક બીજા ઉપર આધાર રાખે છે, એક બીજાને મદદ કરે છે તથા ઉપયોગી થઇ પડે છે. દુનિયામાં સોનાના તાજવાળા બાદશાહથી તે ગરીબ ભીખારી સુધી એવો કોઇ નથી કે જે બીજાની ઉપર આધાર નહીં રાખતો હોય.

દુનિયામાં સુખ, ચેન, રંગ, ભોગ તથા આરામ માણસને મહેનત વગર કદી મળી શકતાં નથી. જો સર્વ મનુષ્ય આળસુ રહે અને મહેનત ન કરે તો તેઓને ખાવાને અનાજ, રહેવાને ઘર, બેસવાને ગાદીતકીઆ અને કોચ ખુરશી, ફરવાને ઘોડાગાડી તથા પાલખી કદી મળે નહીં. આખી દુનિયા જંગલી અવસ્થામાં આવી પડે. માણસ એક બીજાને કરડવા અને ખાવા ધાય. માટે માણસે મહેનત તો જરૂર કરવી જોઇએ. સવ માણસે પોતપોતાની શક્તિ પ્રમાણે દુનિયાના ઉદ્યોગમાં ભાગ લેવો જોઈએ. જે પોતાની શક્તિ પ્રમાણે ઉદ્યોગમાં ભાગ લેતો નથી તે ઈશ્વરનો અને દુનિયાનો ચોર થાય છે.

એક મોટો બોજો ઘસડી લઈ જવા જો આપણે દસ પંદર માણસને કામે લગાડીયે તો તેઓનો ધર્મ છે, કે પોતાના સઘળા બળ સાથે તે બોજાને ઘસડવો. તે ઘસડવામાં જો કોઈ મહેનતની ચોરી કરે તો તે ઈશ્વરનો અપરાધી કહેવાય.

તે જ પ્રમાણે આપણ સર્વને મહેનત કરીને એકબીજાને ઉપયોગી થવા વાસ્તે ઈશ્વરે આ દુનિયામાં મોકલ્યા છે. જેઓ કુક્કરની પેઠે આળસુ પડી રહી મહેનત નથી કરતા તેઓ ખરેખર ઈશ્વરના અપરાધી થાય છે, એટલુંજ નહીં, પણ તેઓ બીજાઓની ઉપર મોટા બોજારૂપ થઈ પડે છે.

આળસુ માણસો બીજાઓને ઉપયોગી થવાને બદલે બીજાઓ તેમને ઉપયોગી થાય એવી ઇચ્છા રાખે છે, તેઓ બીજાઓની મહેનત ઉપર આતુર દૃષ્ટીએ જુએ છે. એવાં માણસો બીજાઓની મહેનતની રોટલી ઉપર આધાર રાખે છે, અને દુનિયામાં કાંઈ પણ સુધારો અથવા પોતાનું સાર્થક કરતા નથી. હું ધારૂં છું કે એવા માણસો પાસે જોર જુલમથી કામ કરાવ્યું હોય તો તે અણઘટતું કહેવાશે નહીં. દુનિયાના લોકો સમજુ હોય તો જોરજુલમ કરવાની મુદલ જરૂર નથી.

સહેલો અને પાંશરો એ ઉપાય છે કે તેવા માણસને પૈસા આપી તથા તેમનું પેટ ભરી આળસને ઉત્તેજન આપવું નહીં. જેઓને ઈશ્વરે હાથ પગ આપ્યા છે, જેઓ પોતાના ભાઈબંધોને હરેક રીતે ઉપયોગી થઈ પડે એવા છે તેઓને વગર મહેનતે કાંઇ પણ ચીજ કોઇએ આપવી ઘટતી નથી. હું આપણા બ્રાહ્મણો, મોબેદો અને ફકીરો વિષે કહું છું. તેઓ પોતાનું ધર્મશાસ્ત્ર શીખતા ન હોય, લોકને નીતિનો ઉપદેશ કરતા ન હોય, અથવા કોઈપણ

રીતે માણુસને ઉપયોગી થતા ન હોય, અને તેઓમાં કામ કરવાને ઈશ્વરે શક્તિ મુકી હોય, તો તેઓને ભીખ દાખલ એક પણ પૈસો આપવો તે મને વાજબી લાગતું નથી.

તેઓને જો મફતના પૈસા અને મફતના લાડુ ન મળે તો મહેનત કરીને પોતાનું ગુજરાન કરવાની અને તેથી કરીને દુનિયાની મહેનતમાં પોતાની મહેનતનો ભાગ આપવાની જરૂર પડે. તેઓને મફતનું આપવાથી આપણે આળસને ઉત્તેજન આપતા હોઇયે એવું થાય છે. મારા વહાલા બ્રાહ્મણો, મોબેદો અને ફકીરો ! તમે ગુસ્સે થશો નહીં. તમે જો તમારૂં ધર્મશાસ્ત્ર શીખીને બીજાઓને ઉપયોગી થતા હો તો તમને આપવામાં ખરેખર પુણ્ય છે, પણ આળસુ પડી રહી ભીખ માગીને બીજાઓની મહેનતમાંથી ઓછું કરવા ઈશ્વરે તમોને પેદા કીધા નથી.

તમે કહેશો કે, “અમે ભીખ માગીએ છીએ તેમાં મહેનત પડે છે.” પણ એ કાંઇ ખરી મહેનત ન કહેવાય. તમે કોઇપણ રીતે બીજાઓને ઉપયોગી થતા નથી, પણ ઉલટા તેઓની મહેનતથી પેદા થયેલી રોટલી કાલાવાલા કરીને છીનવી લેવા માગો છો, અને દુનિયાની ઉપર ધર્મને બહાને નકામા બોજારૂપ થઇ પડો છો. જેઓ મહેનત કરવાને ખરેખર અશક્ત અને લાચાર છે તેઓ વિષે હું બોલતો નથી; પણ જેઓ દસ વીસને ભારે થઇ પડે એવા હરામનું ખાઈ ખાઇને મસ્તાન બનેલા છે તેઓ વિષેજ બોલું છું.

ઘણા લોકો એમ સમજે છે, કે મહેનત કરવાની ફરજ માત્ર ગરીબોની છે અને માતબરોની નથી. માતબરોને આળસુ પડી રહેવાની છુટ ઈશ્વરે આપી હોય એવું તેઓ ધારે છે. પણ વાંચનાર ! આ વિચાર કેવો ઘેલો અને ખોટો છે તે તું જાણતો હઇશ. માણસો મોટી પદ્વીએ જેમ જેમ ચ'ડતા જાય છે અને દોલતવાળા થતા જાય છે તેમ તેમ આસપાસના લોકોને ઉપયોગી થવાની તેમની ફરજ વધતી જાય છે. હરેક બાબતમાં ઉપયોગી અને સાવધ રહેવાનું તેઓને વધારે જરૂર છે.

તવંગરો પોતાના ભાઈબંધોની મહેનત અને મદદથી એશઆરામમાં રહે તેના બદલામાં તેઓને હરકોઇ વાતે ઉપયોગી થઈ નહીં પડે તો તેના જેવો બીજો કયો અન્યાય છે વારૂ ? તેઓ પોતાનાં સગાં વહાલાંઓ સાથે, પોતાનાં પડોશીઓ સાથે, પોતાના ચાકરો સાથે તથા સઘળાં મનુષ્ય સાથે જુદા જુદા સંબંધથી જોડાયેલા છે; તે છતાં તેઓના રક્ષણને માટે, તેઓના પોષણને માટે, તથા તેઓને દુનિયા-દારીમાં આગળ પાડવાને માટે તેઓ જરાય મહેનત અથવા જરાય વિચાર કરશે નહીં ગણાય ?

તેઓનાં સગાંવહાલાં, તેઓના અડોસી પડોસી દુઃખ અને સંકટમાં પડયા હોય તથા તેમને ખાવા પીવાના સાંસા પડતા હોય તો તેઓને તે દુઃખ અથવા વિપત્તિમાંથી

છોડવવાનો ઉદ્યોગ અથવા વિચાર કીધા વગર તવંગરો જો માત્ર મોજશોખનો જ વિચાર કરે અને રાત દહાડો પોતાના ઢોલીયા ઉપર પડયા પડયા આળોટયાજ કરે તો તે કેટલું નિર્દય અને ગુન્હા ભરેલું છે?

તેઓ પોતાની મનુષ્ય જાતને વધારે ઉપયોગના થઇ શકે તેવા છે માટે આળસાઇમાં તેઓ પોતાનો વખત ન ગુજારે તેને વાસ્તે તેઓએ સારી અને ઊંચી કેળવણી લેવી જોઇએ છે. તેઓએ રૂડો વિદ્યાભ્યાસ કરવો જોઇએ છે અને પોતાના દેશની ચડતી થાય તેવા ઉપાય કામે લગાડવા જોઈએ છે. તેઓને વધારે અવકાશ અને વધારે જોગવાઈ હોવાને લીધે જે કામ ગરીબો અને સાધારણ સ્થિતિના લોકો કરી શકતા નહીં હોય તે કામ તેઓએ પોતાને માથે લેવાં ઘટે છે.

તવંગરો પોતાની ઉપરથી આળસુપણાનો ડાઘ કહાડી નાંખવા ઇચ્છતા હોય તો, આ દુનિયામાં ઈશ્વરને પસંદ પડે એવી રીતે તેઓએ ઉપયોગી મહેનત કરવી ઘટે છે. તેઓએ પોતાના માથા ઉપર જોખમ ખેડી વેપાર—રોજગાર કરવો જોઇએ છે. નહીં તો જેટલાં વિશેષણો આળસુ ગરીબોને લાગે છે તેથી વધારે ખરાબ વિશેષણો આળસુ તવંગરોને લાગ્યા વિના રહેશે નહીં. જેટલો જવાબ ગરીબોએ ઈશ્વરને આપવો છે તેથી વધારે જવાબ તવંગરોએ આપવો પડશે.

**આળસુ માણસો પોતાનો સ્વાર્થ સાધતા નથી.**-- આળસુ માણસ ડુક્કરની પેઠે પડી રહી પોતાની ફરજ બજાવતો નથી, તોપણ તે સુખ અને સંતોષમાં, આરામ અને ચેનમાં રહેવા ઇચ્છે છે. તે વિચારે છે કે, "હું સુખી અને સંતોષી રહું અને બીજાઓ મારે વાસ્તે વેઠ અને વૈતરૂં કરે." પણ તે બિચારો આવા વિચારમાં ભુલાવો ખાય છે. હું નીચેનાં મજબુત કારણોથી કહું છું કે આળસુ માણસ પોતાનો ખરો લાભ છોડીને સઘળા સુખ અને વૈભવ આગળ પોતાનું બારણું બંધ કરે છે, અને જે વસ્તુથી તે પાયમાલ અને ખરાબે હાલ થાય તે વસ્તુ આગળ બારણું ઉઘાડું મુકે છે, એટલુંજ નહીં પણ મોજમજાનો ખરો વૈભવ ભોગવી શકતો નથી.

પહેલું.—તે પોતાનો ખરો લાભ છોડી સઘળાં સુખ અને વૈભવ આગળ પોતાનું બારણું બંધ કરે છે. ઇશ્વરનો કાયદો એવો છે કે જે સ્થિતિમાં આપણે જન્મ લીધો છે તે સ્થિતિ એવી છે કે મહેનત અને ઉદ્યોગ વગર કાંઇ પણ મોટું અથવા રૂડું કામ થઇ શકતું નથી. ઇશ્વરે હરેક વસ્તુની કિંમત ઠેરવી છે. હરેક સારા કામની કિંમત માણસની મહેનત છે. ખરી વાત છે કે મહેનત કોઇ વેળા માણસને નાઉમેદ કરે છે. ખરી વાત છે કે જોરાવર સદા લડાઇ જીતતો નથી; તે છતાં એટલું ચોક્કસ છે કે પુરતા બળ વગર લડાઈ જીતાઈ શકાતી નથી.

આપણે આપણી ઉમેદ પુરી પાડવા ઇચ્છતા હોઇએ તો જરૂર છે કે આપણે મહેનત કરવી. આપણે આપણા મનને અને તનને તંદુરસ્ત હાલતમાં રાખવા ચાહતા હોઇએ તો જરૂર છે કે મહેનત કરવી. આળસથી આપણા મનની અને તનની શક્તિ ઉપર કાટ ચડી જાય છે; અને થોડી વારમાં સહુથી ચંચળ અને ચળકતી શક્તિ ઝાંખી પડી જાય છે. આપણે ઘણા માણસો જોયા છે જેઓએ ઘરમાં આળસુ બેસી રહીને પોતાની સઘળી અક્કલ અને બુદ્ધિ ગુમ કરી નાખી છે.

આળસુ માણસનું સારૂં કરવાને બદલે સર્વ વસ્તુઓ તેની પાયમાલી અને ખરાબી કરવા માટે એકઠી થાય છે. તેને સઘળી તરફથી ધિક્કાર હાંસલ થાય છે. તેની દોલત ચુંથાઇ તથા વેરાઇ જાય છે. તેની સ્થિતિમાં ગભરાટ અને અવ્યવસ્થા માલમ પડે છે. તે જ્યારે કોઇ સદ્ગુણી માણસને મળે છે, કોઇને ઉંચી પદ્વી ઉપર ચ’ડતાં જુવે છે ત્યારે તે પોતાની ઉપર ધિક્કાર નાખીને મનમાં બળી જળી જાય છે.

આળસુ માણસને તેના હરીફો સર્વ વાતમાં પછવાડે મુકે છે. જેઓ અગાઉ તેનાં બરોબરીયાં હતાં તેઓ હમણાં દુનીયામાં વૃદ્ધિ પામીને મોટાં થયાં છે; તેઓની આગળ નીચું માથું કરીને આળસુ માણસને નમવું પડે છે. આ પ્રમાણે આળસુ માણસો પોતાની મતલબ આ દુનિયામાં

પૂરી પાડે છે. આરામ અને ચેનના બીછાના ઉપર ડુક્કરની પેઠે લોટીને આવોજ લાભ તેઓ મેળવે છે.

**બીજું.**—આળસુઓ હરેક સુખ આગળ પોતાનાં બારણાં બંધ કરે છે તેમજ ખરાબી કરે તેવી હરેક દુર્ગુણી અને દુરાચરણી વસ્તુ આગળ ઉઘાડાં મુકે છ. માણુસનું મન ઈશ્વરે એવું બનાવ્યું છ કે વગર કામનું ઘણીવાર સુધી રહી શકતું નથી. માણુસના કામક્રોધરૂપી વિકારને કાંઇ પણુ મહેનત અથવા કાંઈપણુ વિચાર જોઇએ છે. તેને સારો વિચાર કરવાનું કામ નહીં સોંપ્યું તો અવ્યવસ્થામાં પડી હરેક ખરાબી શોધે છે. રૂડી ચીજનો વિચાર કરવો બંધ કરીએ તો માઠી ચીજનો વિચાર પોતાની મેળે સુઝે છે, કારણુ માણુસના મગજને કાંઈપણુ કામ જોઈએ.

તમને સર્વને અનુભવ મળ્યો હશે કે માણુસ જેટલા કલાક આળસમાં કહાડે છે તેટલા કલાક દુર્ગુણુ અને દુરાચરણુ વધારનારા માલમ પડે છે. વ્યભિચારના, ચોરીના, દગલબાજીના, તથા હરેક માઠા વિચાર ઉત્પન્ન થાય છે. માણુસને કામક્રોધરૂપી વિકાર ઉત્પન્ન થાય છે, દુરાચરણી અને વ્યભિચારપણુાનાં કામો સુઝે છે, તે સઘળાં આળસમાં સુઝે છે. જયારે આળસના થોડા કલાક સદ્ગુણુને પાયમાલ કરનાર તથા ધાસ્તી ભરેલા છે ત્યારે વિચાર કરો કે હંમેશ આળસુ રહ્યાથી કેટલી ખરાબી અને કેટલું દુરાચરણુ ઉત્પન્ન થવું જોઈએ ?

આળસ ચાલુ રાખી તો આપણા આત્માના દરેક સદાચરણનું મૂળ ખોદાઈ જાય છે, કામક્રોધરૂપી વિકાર આંધળા થઈને દોડવા મંડે છે, અને પોતાની અપવિત્ર ઈચ્છા નફટ અને જનાવરની પેઠે પૂરી પાડે છે. કામક્રોધરૂપી વિકાર આંધળા થઈને એટલા જોરમાં દોડે છે, કે આસપાસ કોઈની દરકાર અને કોઈની શરમ રાખતા નથી.

આળસનો ઝરો ગટર મધ્યેના દુર્ગંધથી ભરેલા પાણીમાંથી વહે છે. તે ઝરો આસપાસનાં માણસોને, આસપાસની વસ્તુઓને અને આખા દેશને પોતાની ઝેરી વાસથી નુકસાન પહોંચાડે છે. જે રોગ આળસુપણાથી પેદા થાય છે તે રોગ ખઈના મરજ જેવો ધીમો છે; તે એકદમ નહીં પણ ધીમે ધીમે રીબાવીને માણસનો જીવ લે છે.

કોઈ ઉદ્યોગી માણસની ઇચ્છા પૈસો ટકો મેળવવાની થઈ તો ઘણું કરીને રૂડા અને પ્રમાણિક ઉપાય કામે લગાડે છે; કારણ મહેનત કરવાની તેને આળસ નથી. આળસુ માણસને હરેક વસ્તુ મેળવવાની ઇચ્છા થઈ તો ઉદ્યોગના પ્રમાણિક ઉપાય તેની પાસે ન હોવાથી તરકટ અને લુચ્ચાઈ કરવા ઉપર તેનું મન દોડે છે. આજ કારણને લીધે દુનિયામાં આટલાં બધાં તરકટ અને ફીશાદ થાય છે.

ગામમાં જેટલા લુચ્ચા, ચોટ્ટા, જુગારી અને રંડીબાજ છે, તેઓ સર્વને આળસુના સરદાર સમજવા. આળસથીજ તેઓ કાળાં કર્મ કરવાને લોભાય છે. આળસેજ તેઓને

થોડી મહેનતે હજારો રૂપીયા મેળવવાનો કુમાર્ગ શિખવ્યો છે. જેઓ અફીણના કે શેરના સટ્ટા કરે છે, જેઓ જુગાર રમે છે, તેઓ કોઇજ નહીં પણ આળસુના સરદાર છે. તેઓ બીજાને પાયમાલ કરીને થોડી મહેનતે લક્ષાધિપતિ થવા ઇચ્છે છે. ટુંકામાં દુરાચરણ અને દુર્ગુણનું મોટું અને ખરૂં મૂળ આળસ શિવાય બીજું એકે નથી.

ત્રીજું:—આળસથી મોજનો ખરો વૈભવ મળતો નથી. આળસુઓ સમજે છે કે અમે નિરાંતે ઉંઘ લઇએ છીએ તથા તરેહ તરેહના મિષ્ટાન્ન જમીએ છીએ અને બીજાઓ અમારે વાસ્તે મહેનત અને વૈતરૂં કરે છે; પણ કામે લાગીને આરામ લેવો એવું ઈશ્વરે નિર્માણ કીધું છે એ તેઓ સમજતા નથી. ડુક્કરની પેઠે પડી રહીને આળોટયા કરવું એ ઈશ્વરને ગમતું નથી, તેનો તેઓને મુદ્દલ વિચાર નથી. જે પુરૂષ જાણતો નથી કે મહેનત એટલે શું તે પુરૂષને સુખ તથા વૈભવ કેમ ભોગવવો એની મુદ્દલ સમજ નથી. હરેક કામ અને મતલબ પૂરી પાડયાથી માણસને ખરો સંતોષ મળે છે.

મહેનતથી માણસના મનની અને તનની શક્તિઓ ચંચળ અને ખુશી રહે છે. આસાએસ લેવી તથા નિરાંતે સુવું એ મીઠું લાગે છે, પણ તે કયારે? જ્યારે મહેનત કરીને થાકી જઈએ છીએ ત્યારે આસાએસની ખરી મજા અને ખરી ખુશાલી માલમ પડે છે. મગજને નકામું અને

આળસુ રહેવા દીધું તો તેની સઘળી શક્તિઓ કહોવા માંડે છે, અને જલદીથી અશક્ત અને નબળી થઈ જાય છે. જે મોજ નિરાંતે પડી રહીને મેળવવા ઇચ્છીએ છીએ તે મોજ કંટાળા ભરેલી થઇ પડે છે.

આળસુઓને ઉદ્યોગી સાથે સરખાવો. જેવાં હસતાં અને પ્રકાશતાં મોઢાં ઉદ્યોગી માણુસોનાં માલમ પડે છે. તેવાં આળસુઓનાં માલમ પડતાં નથી. એ વિષેની ખાતરજમા કરવી હોય તો એક મંડળી તરફ નજર કરો. તેમાં કેટલાક આળસુઓ છે અને કેટલાક ઉદ્યોગી છે. જુવો કોનો સ્વભાવ હસમુખો છે? કોનાં મોઢાં ઉપર તેજ મારે છે? કોણુ ખુશીથી હસી બોલીને વાતચીત કરે છે?

ખરેખર, આળસ મનને ખરો સંતોષ આપવાને બદલે દિલગીરી તથા અફ્સોસમાં નાખે છે. બીજાઓને ખુશી અને સુખી જોઈ આળસુનો જીવ બળાપામાં પડે છે. તેથી કરીને તેની હરેક મોજમજા કડવી ઝેર જેવી થઇ પડે છે.

આળસુ માણુસો કેવાં મૂર્ખ, અપરાધી, દુઃખી અને પાપી છે તે આ થોડાક વિચારથી તરત માલમ પડી આવે છે. વાસ્તે ચાલો આપણે ઉઠીએ. સદ્ગુણ અને નીતિ હૈડામાં રાખી ચાલો આપણે આપણા કામ ધંધા પછવાડે સઘળાં તનંમનથી વળગીએ. ચાલો આપણે આળસના બીછાના ઉપરથી ઉઠીએ. ચાલો આપણે ઉઠીએ અને સુઇ ન રહીએ. કારણ "મરી ગયા પછી સુઈ રહેવાનું ઘણું છે." પણ

જ્યાં સુધી આપણે આ દુનિયામાં છીએ ત્યાં સુધી ચાલો આપણે આપણા મનુષ્ય ભાઈબંધોને ઉપયોગી થવાને મહેનત કરીએ. ચાલો આપણે હંમેશ આટલુંજ યાદ રાખીએ કે "માણસ ! તું આ દુનિયામાં આળસુ રહેવા નથી આવ્યો."

( દોહરા. )

" ભલા ભલા જાતા રહ્યા,
જઈશું આપણ કાલ;
પવન લ્હેરપર આવતો,
ફૂલે ભમતો કાળ."
" સમજ સમજ મન માનવી,
મોતતણું ભય રાખ;
કાળ વિષે કર કાળજી,
થવું બળીને ખાખ."

ન૦ કુ૦

## ઈશ્વર પ્રાર્થના.

હે સર્વશક્તિમાન ઈશ્વર, હું મારૂં મસ્તક નમાવીને તારી સેવામાં નમનતાઈથી પ્રાર્થના કરૂં છું તે સાંભળ. તેં મુજ ગરીબ ઉપર અત્યંત દયા અને કૃપા કરી છે. તારી દયા અને કૃપાથી હું આટલાં વરસ આ દુનિયામાં જીવ્યો. તારી દયા અને કૃપાથી હું હજારો સંકટમાંથી બચ્યો.

તારી દયા અને કૃપાથી સેંકડો જાતનાં દુઃખ અને દરદથી હું મોકળો થયો. તેને માટે હે સર્વશક્તિમાન ઇશ્વર! હું તારો અત્યંત આભાર માનું છું.

હાલ પણ તારી દયા અને કૃપા મુજ રંક અને ગરીબ ઉપર ઓછી નથી. તારી સાહ્યતાથી હું બોલી શકું છું. તારી સાહ્યતાથી હું ચાલી શકું છું. તારી સાહ્યતાથી હું જીવું છું. તારી સાહ્યતા વગર હું કંઈપણ કામ કરી શકું નહીં. માટે હે કીર્ત્તાર! હું તારો કેટલો બધો આભારી છું! તારી અત્યંત દયા અને કૃપાનો આભાર હરઘડી અને હર વખત માનું એવી તું મને સારી સમજ અને રૂડી બુદ્ધિ આપ. અરે મારા પિતા! તું એવું ના કર કે આ થોડા દિવસના જીવતરમાં હું તારો અત્યંત આભાર માનવો ભૂલી જાઉં.

અરે મારા ઈશ્વર! તારી અત્યંત દયા અને કૃપાનો બદલો હું કેમ વાળી શકીશ? તારી ભલાઈને કોઈ પહોંચી શકનાર નથી. મને એમ લાગે છે કે હું તારી આજ્ઞાથી સેંકડો અને હજારો વખત ઉલટો અને આડો ચાલ્યો છું. હું મારાં સઘળાં પાપ અને મારા સઘળા અપરાધ ખરા નરમ અંતઃકરણથી તારી આગળ કબૂલ કરૂંછું. ક્ષમા કર, અરે મારા પિતા! મારા કોટી કોટી અપરાધ ક્ષમા કર. હરેક વાત જુઠી અને ખોટી જાણ્યા છતાં પણ જો હું જૂઠું બોલ્યો હોઉં તો તે મોટા પાપના ખાડામાંથી મારા અપરાધી અંતઃકરણને કાઢ અને મારામાં ચોખ્ખું અને સાચું દિલ મૂક.

જો મેં કદી અયોગ્ય અને અપવિત્ર વિચાર કીધો હોય તો તું એ પાપને ધોઈ નાખ. જો કોઇ ઉપર મેં ક્રોધ કીધો હોય અને મારા દીલમાં વેર વસ્યું હોય તો મારા નિર્દય અંતઃકરણને ક્ષમા કર અને તેને પોચું કરી નાખ. જે પ્રમાણે મારા સઘળા અપરાધ છતાં તું મારી ઉપર નિત્ય આટલી બધી દયા અને કૃપા કર્યો જાય છે તે પ્રમાણે હું પણ મારા ભાઇબંધોની હરેક વાતમાં ભૂલ થઈ હોય તે વિચારમાં ન લેતાં તેને ચાહું તથા મદદ કરૂં એવી બુદ્ધિ હે ઈશ્વર! તું મને આપ.

હે ઈશ્વર, હે જગતપતિ! જેઓ મારા ખેસી કુટુંબી અને સગાંવહાલાં છે તેઓ તરફ મારો ધર્મ બજાવી શકું તેવી તું મારામાં શક્તિ મૂક. મારાં સઘળાં કામકાજમાં હું ચોખ્ખો અને પ્રમાણિક રહું. મારી સઘળી કબુલાતો પુરી પાડું, જેઓએ મારી ઉપર વિશ્વાસ રાખ્યો છે તેઓના વિશ્વાસને હું લાયક થાઉં એવી તું મને બુદ્ધિ આપ. હે કીર્તાર, તારી નજર મારા હરેક કામ ઉપર અને હરેક વિચાર ઉપર રહે છે અને તું મારા હરેક કામનો તથા હરેક વિચારનો હિસાબ માગીશ એવી સમજથી હરેક કામ કરવાની તું મને સુબુદ્ધિ આપ.

હે જગતપતિ! મને કાંઈ મોટો લાભ થાય તો એવું કર કે હું ગર્વીષ્ટ થવાને બદલે તારો ઉપકાર માનું અને યાદ રાખું કે જે કાંઈ સારૂં થાય છે તે તારે હાથે. મારી ઉપર જે કંઇ દુઃખ તથા દિલગીરી પડે તે મુંગે મોંડે સહન

કરવાને મને ધીરજ તથા શક્તિ આપ. મારા કૃપાળુ ઈશ્વર ! હું તારે સ્વાધીન છું. તું મારૂં રક્ષણ કરનાર છે. હું મારૂં પોતાનું રક્ષણ કરવાને તથા પાપમાંથી બચવાને મુદલ શક્તિવાન નથી. મને એમ લાગે છે કે જયાંસુધી તારો કૃપાળુ હાથ મારા ઉપર રહેશે નહીં ત્યાં સુધી હું પાપમાં અને દુઃખમાં પડીશ. પણ તારૂં નામ અમર હોજો. તું મારા હરેક કામ ઉપર એકાગ્રદૃષ્ટિએ જોયા કરે છે. જેઓ તારી ઉપર વિશ્વાસ મુકે છે તેઓને તું છોડી દેતો નથી, વાસ્તે હે જગતકર્તા ! તું મને છોડી દઈશ માં.

હે ઈશ્વર ! તું મને મારૂં નિત્યનું ભોજન આપ. હે પરમદયાળુ અને પરમકૃપાળુ ઈશ્વર ! તું મારૂં, મારાં કુટુંબનું, મારાં પડોસીઓનું, મારા દેશીઓનું અને સમસ્ત મનુષ્ય જાતિનું કલ્યાણ કર. તેઓનું હરેક રીતે રૂડું થાય તેમ કર. જેઓ દુરાચરણ અને અનીતિથી ચાલે છે તેઓને તું સુબુદ્ધિ આપ. દુનિયા ઉપરથી લડાઇ, કજીયા અને ક્લેશ ઓછા કર. સર્વ મનુષ્ય સલાહ સંપથી રહે અને એક બીજા ઉપર મમતા ને પ્રીતિ રાખે એવું તું કર.

હે જગતકર્તા ! તું મને દુનિયાની લાલચમાં પડવા દેતો નહીં. મારામાંથી સઘળું નિર્દયપણું, સઘળી લુચ્ચાઇ, સઘળી ઠગાઈ અને સઘળું કઠોરપણું કહાડી નાખ. મારા મનને નીતિ અને ડહાપણભરેલા વિચારોથી ભર.

હે ઇશ્વર, હું આ દુનિયામાં થોડા દિવસનો તીરથવાસી

મુસાફર છું, માટે જ્યારે મોત મારી જીંદગીનો છેડો લાવે ત્યારે સ્વર્ગમાં કોઇ સારી જગો મળે એવી રીતે મારી બાકી રહેલી ઉંમરના દિવસ પૂરા કરવા દે. તથાસ્તુ !

(ભુજંગી વૃત્ત.)

અહો વિશ્વના દેવ આનંદકારી,
કરી તાહરી સેવા તે લાભકારી;
ખરે રાખીએ જાચના રોજ જારી,
સરે કાજ જો હોય તે રૂડું ભારી.
હમે રાંક છૈયે વિના તું ન ચાલે,
વિના તું હરી હાથ તે કોણ ઝાલે;
બહુ ઇચ્છિયે તે વળી કોણ આલે,
વિના તું બહુ વિઘ્ન તે કોણ ખાળે.　ન૦ ૪૦

---

## ઈશ્વર સ્તુતિ.

હે સર્વશક્તિમાન ઇશ્વર ! હું પૃથ્વી ઉપરનો માનવી તારી અપાર શક્તિ વિષે, તારી અપાર બુદ્ધિ વિષે, તારી અપાર કળા વિષે, તારી અપાર દયા વિષે વિચાર કરવાને કેવળ અશક્ત છું. તારી અપાર શક્તિ અને બુદ્ધિનો, તારી અપાર કળા અને દયાનો હું મારા મનમાં પૂરો વિચાર લાવી શકતો નથી. જે જે ઠેકાણે હું જોઉં છું, જે જે જે જે ઠેકાણે હું ફરૂં છું, જે જે ઠેકાણે હું નજર કરૂં છું, તે સઘળે ઠેકાણે તારી બેહદ શક્તિ અને અત્યંત બુદ્ધિ માલમ પડે છે.

આકાશ તરફ નજર કરૂં છું તો સૂય પોતાના સઘળા પ્રકાશ સાથે પ્રકાશતો દેખાય છે. એ આકાશમાં ચંદ્ર, ગ્રહ, નક્ષત્ર અને તારા જ્યારે હું જોઉં છું ત્યારે તારી શક્તિ અને બુદ્ધિની કંઇ પણ કલ્પના મારાથી થઇ શકતી નથી. કંઇ હજારો તારા ખુલ્લી આંખે દેખાય છે; પણ દરેક તારાની પાસે બીજા સેંકડો તારા છે જે નજરે પડતા નથી. એ બધા તારાઓ ગગનમાં વગર આધારે કેમ ફરે છે એ વિષે હું મારી બુદ્ધિ ચલાવી શકતો નથી.

આકાશ છોડી આ પૃથ્વી ઉપર નજર કરૂં છું તો તારી શક્તિ અને બુદ્ધિનો કંઈ થાગ લાગતો નથી. આ પૃથ્વી ઉપર વીજળી અને ગર્જના થાય છે, સમુદ્રનાં પાણી ચડે છે ને ઉતરે છે, નદી નાળાં વહે છે, ઝાડપાન અને બધી જાતની વનસ્પતિ ઉગે છે, કીડી જેવાં ઝીણાં પ્રાણીથી તે હાથી જેવાં મોટાં પ્રાણીઓની ઉત્પતિ તથા પોષણ થાય છે, અને જમીનમાંથી અખૂટ ખજાનો નિકળ્યા કરે છે, એ બધાનો જ્યારે વિચાર કરૂં છું ત્યારે હે ભગવંત! હું હાથ જોડી અને નાક ઘસીને કબૂલ કરૂં છું, કે તારી શક્તિ ને તારી બુદ્ધિને કોઈ પહોંચી શકનાર નથી. તારી સ્તુતિ કરવાને તથા તારા ગુણ અને તારા યશ ગાવાને મારામાં મુદલ શક્તિ નથી, એ હું હે પ્રભુ! કબુલ કરૂં છું.



# નીતિતત્ત્વો.

[ અંગ્રેજી ઉપરથી લેખક–સ્વ. ભાઈ બાબારાવ દેશાઇ. ]

## ઉપોદ્‌ઘાત.

### ધર્મનું મૂળ.

૧. મનુષ્ય અને બીજાં પ્રાણીઓ જે જે બાબતોમાં મળતાં આવે છે તે તે સઘળી બાબતો ઉપરાંત મનુષ્યને પરમદયાળુ પ્રભુએ તેનાં પોતાનાં તથા પારકાં કૃત્યો ઉપર વિચાર કરવાની અને તેમ કરીને કેટલાકને સારાં તેમજ કેટલાંકને ખોટાં ઠરાવવાની માનસિક યોગ્યતા આપી છે. આ યોગ્યતાને 'વિવેકબુદ્ધિ' એવું નામ આપવામાં આવ્યું છે. અને અમુક કૃત્યો આચરવા અથવા ન આચરવા સંબંધી વિચાર કરવાનો તે પાયો છે. જે જે કૃત્યો આ વિવેકબુદ્ધિ પસંદ કરે છે અને તે પ્રમાણે વર્તવાની ફરજ પાડે છે તેને તથા જે જે કૃત્યો તે નાપસંદ કરીને તેથી દૂર રહેવાનું મનુષ્યને સૂચવે છે તેને 'ધર્મ' એવું નામ આપ્યું છે.

૨. પોતામાં અનુભવવાથી, પારકામાં ઓળખવાથી, કલ્પિત પાત્રોમાં આરોપણુ કરવાથી, ઉપકારનો બદલો વાળવાની સાહજિક ઇચ્છાથી અને સત્‌ તથા અસત્‌ દર્શાવનાર

પ્રત્યેક ભાષાના જુદા જુદા શબ્દોથી, સારાસાર પરીક્ષણની આ વિવેકબુદ્ધિનું અસ્તિત્વ મનુષ્યને સ્પષ્ટ જણાય છે.

૩. આ વિવેકબુદ્ધિમાં નિર્ણય અને મનોવિકાર બંનેનો સમાવેશ થાય છે.

૪ વિવેકબુદ્ધિથી નિર્ણય કરવાનું જે ધોરણ તે ઈશ્વરી નિયમ કહેવાય છે; અને પ્રત્યેક મનુષ્યના નિર્ણયોની શુદ્ધિ તથા સત્યતા, ઈશ્વરી નિયમના તેના જ્ઞાન ઉપર આધાર રાખે છે.

૫. ઈશ્વરી નિયમને અથવા તેની ઇચ્છાને જે જે કૃત્યો અનુકૂળ હોય તે તે આચરવાને અને તેથી વિરુદ્ધ હોય તે ન આચરવાને વિવેકબુદ્ધિ મનુષ્યને પ્રેરે છે.

૬. જ્યારે મનુષ્યનાં સ્વકૃત્યો નિર્ણય સારૂ આ વિવેકબુદ્ધિને સોંપાય છે અને તેથી વખાણના અથવા ધિક્કારના જે વિકાર મનમાં ઉદ્ભવે છે ત્યારે તે વિવેકબુદ્ધિને તેટલાજ કૃત્ય ખાતર સાધારણ રીતે 'અંતર્દીપ' એવું જુદું નામ આપવામાં આવે છે.

૭. મનુષ્યના સઘળા ધર્મના ત્રણ મુખ્ય પરિચ્છેદ પાડી શકાય. પહેલો મનુષ્યના ઈશ્વરપ્રત્યે ધર્મ, બીજો મનુષ્યના પોતાપ્રત્યે ધર્મ અને ત્રીજો મનુષ્યના જાતિબંધુપ્રત્યે ધર્મ.

## પહેલો પરિચ્છેદ.

### મનુષ્યના ઈશ્વરપ્રત્યે ધર્મ.

૮. પરમેશ્વર અનાદિ, અનંત, ડહાપણનો ભંડાર, સર્વશક્તિમાન્, પરમ પવિત્ર, ન્યાયકારી, પરમકૃપાળુ તથા સત્યસ્વરૂપ છે. તેનું ઓળખાણ તથા તે પોતાના ડહાપણથી અખિલ વિશ્વનો નિયંતા છે એ વાતનો સ્વીકાર કરવો એ મનુષ્યનો ઈશ્વરપ્રત્યે પ્રથમ ધર્મ છે.

૯. એવા પ્રભુની શી ઇચ્છા છે તે નક્કી કરવાને તથા તે પછી તદનુસાર વર્તવાને પોતાથી બનતા સઘળા પ્રયત્ન કરવા એ મનુષ્યનો ઇશ્વરપ્રત્યે બીજો ધર્મ છે.

૧૦. પરમેશ્વરની આજ્ઞાની વિરુદ્ધ વર્ત્તન કરવાથી તે ક્રોધ કરશે તે સંબંધી ભય ધરાવવો એ મનુષ્યનો ઇશ્વર-પ્રત્યે ત્રીજો ધર્મ છે.

૧૧. ઈશ્વરનો આ ભય તેનાં ન્યાય તથા શક્તિના વિચાર ઉપર આધાર રાખે છે. તેનો ન્યાય એવો છે કે તે પાપીને અશુદ્ધ રાખે છે; અને તેની શક્તિ એટલી બધી છે કે તે તેમને ગમે તેવી ભારે શિક્ષા કરી શકે છે.

૧૨. ઇશ્વર સાથે પ્રેમ એ મનુષ્યનો તેના પ્રત્યેનો ચોથો ધર્મ છે.

૧૩. માણુસે ઈશ્વર સાથે પ્રેમ બાંધવાનાં બે કારણો છે. એક તો તે પરમ દયાળુ છે અને બીજું તે પોતાના સરજેલાં બાળકોના ઉપર ઘણા ઘણા ઉપકાર કરે છે. ઐહિક અને આમુષ્મિક સઘળાં સુખનો દાતા તે જ છે.

૧૪. પ્રભુ સાથેનો આ પ્રેમ મનુષ્યના મનમાં તેને રાજી કરવાની ઇચ્છા ઉત્પન્ન કરે છે અને તેને ગમતાં કાર્ય કરવામાં અને તેને અણુગમતાં કાર્યથી દૂર રહેવામાં આ ઇચ્છા પ્રત્યક્ષ થાય છે.

૧૫. પ્રભુની ઇચ્છા અને તેના ડહાપણને આધીન થવું એ મનુષ્યનો તેના પ્રત્યે પાંચમો ધર્મ છે.

૧૬. પ્રભુ જે કરવાને આજ્ઞા કરે છે તે પ્રમાણે વર્ત્તવામાં તથા જે વિપત્તિઓ તે આપણા ઉપર નાંખે તે ધૈર્યથી સહન કરવામાં ઈશ્વરની ઇચ્છાને આધીન થવાનો સમાવેશ થાય છે.

૧૭. ઈશ્વર સકળ જગતને સામન્ય રીતે તથા આપણને પોતાને વિશેષ કરીને લાગુ પડે એવી રીતે ડહાપણથી સર્વ વસ્તુ યોજે છે, એવા સ્વીકારમાં તેના ડહાપણને આધીન થવાનો સમાવેશ થાય છે.

૧૮. ઈશ્વર આપણો ઉત્પન્ન કર્તા તથા નિયંતા છે અને તેથી તેને યોગ્ય લાગે તેવી આપણી સ્થિતિ કરવાની

તેને સંપૂર્ણ સત્તા છે, તે પરમ દયાળુ હોઇને આપણું સર્વદા શુભ જ ઇચ્છે છે અને તે અપાર ડહાપણવાળો હોવાથી આપણા કલ્યાણના માગ આપણા કરતાં વધારે સારી રીતે જાણે છે.—આ બાબતો મનુષ્યે ઈશ્વરને આધીન રહેવાનાં કારણોમાંની કેટલીક છે.

૧૯. મનુષ્યે હૃદયમાં પ્રભુનું ધ્યાન ધરવું અને બહારનાં કૃત્યોમાં તેના પ્રત્યેની માનની લાગણી બને તેટલી દર્શાવવી તથા ખાસ કરીને જેવાં કૃત્યોથી તેને અપમાન લાગે તેવાં કૃત્યોથી દૂર રહી તેના પ્રત્યે માન રાખવું એ તેને ઈશ્વરપ્રત્યે છઠ્ઠો ધર્મ છે.

૨૦. પ્રભુને મનુષ્યથી નીચે પ્રમાણે અપમાન અપાય છેઃ—

अ. તેને ગાળ દેવાથી અથવા તેની નિંદા કરવાથી;

ब. જૂઠા સોગન ખાવાથી. (જૂઠા સોગનના બે પ્રકાર છે. એક તો જૂઠી વાતને ટેકો આપવાને સોગન ખાવા અથવા કોઇ વાત આપણે કરવી જ ન હોય છતાં તે કરવાના સોગન ખાવા, અને બીજું સોગન લઇ જે વચનને દૃઢીભૂત કર્યું હોય તેના શબ્દોમાંથી સ્પષ્ટ અર્થ મૂકી દઇ બીજો અર્થ ખેંચી કાઢવો ) અને

क. સાધારણ વાતચિતમાં નકામા સોગન ખાવા, કેમકે તેમ કરવાથી ઈશ્વર સંબંધી આપણો નીચો અભિપ્રાય જણાય છે.

૨૧. જૂઠા સોગન ખાવાથી ઈશ્વરને ખચીત અપમાન પહોંચે છે, કેમકે આપણે તેના જૂઠા સોગન ખાઇને તેને આપણા જૂઠાનો ભાગીદાર કરીએ છીએ.

૨૨. સોગન ખાવા સંબંધીનો આ ધર્મ આપણને જે બાબતો સ્પષ્ટ શબ્દોમાં મૂકાયેલી ન હોય અને જે સંબંધી સમ ખાધાથી કોઈ પ્રસંગે અનિષ્ટ આચરણ કરવું પડે તેવી બાબતો સંબંધી સોગન લેવાથી દૂર રહેવા સૂચવે છે.

૨૩. ઈશ્વરનાં વખાણ, પ્રાર્થના, પાપની કબૂલાત તથા તેની કૃપા સારૂ યાચના વડે તેની નિત્ય ઉપાસના કરવી એ મનુષ્યનો તેના પ્રત્યે સાતમો ધર્મ છે.

૨૪. સઘળાનો ઉપસંહાર ઈશ્વરમાં દઢ શ્રદ્ધા, તેનો ભય, તેના પ્રત્યે પ્રેમ, શુદ્ધ અંતઃકરણથી તેની પૂજા, તેનો આભાર માનવો, તેનામાં આપણે સંપૂર્ણ ભરોસો રાખવો, તેની સહાયતા માગવી, તેના પવિત્ર નામને માન આપવું તથા આખા જીવનપર્યંત તેને સેવવો એ આપણા તેને પ્રત્યે મુખ્ય ધર્મ છે.

---

## બીજો પરિચ્છેદ.

### મનુષ્યના પોતાની જાત પ્રત્યે ધર્મ.

૨૫. મનુષ્યના પોતાપ્રત્યે ધર્મના બે ભાગ પાડી

શકાય: પહેલો આત્માના આવેશ અને વૃત્તિઓનું યોગ્ય નિયંત્રણ કરવું તે, અને બીજો શરીર સંયુક્ત તૃષ્ણાઓની પૂર્તિમાં નિયમ રાખવો તે.

## ભાગ પહેલો.

### આત્માના આવેશ અને વૃત્તિઓના યોગ્ય નિયંત્રણ કરવા સંબંધી.

---

૨૬. આત્માના આવેશ અને વૃત્તિઓના નિયંત્રણ માટે જોઈતા સદ્ગુણોમાં વિનયને પ્રથમ સ્થાન આપેલું છે.

૨૭. આપણા પોતાના વિષે આપણા મનમાં નમ્ર અભિપ્રાય રાખવો અને બીજા માણસો આપણા વિષે સાધારણ રીતે બોલે તેથી સંતોષ પામવો એને વિનય કહેવાય છે. પહેલો ગુણ અભિમાનથી વિરુદ્ધ છે અને બીજો મિથ્યાભિમાનથી વિરુદ્ધ છે.

૨૮. અભિમાન એકલું મનુષ્યને પાપી કરી શકે છે. વળી તે મૂર્ખાઈભરેલું અને ભયકર્તા છે. જે જે કાર્યમાં માણસ ફતેહ મેળવે તે પ્રભુની ઇચ્છા છતાં મનુષ્ય પોતાને માથે ખેંચી લે અને અભિમાની થાય તેટલે દરજ્જે તે મૂર્ખાઈભરેલું છે, અને પ્રભુનિયમથી વિમુખ થવામાં તે મુખ્ય સહાયક હોવાથી ભયકર્તા છે.

૨૯. મિથ્યાભિમાન પણ અભિમાનની પેઠે મનુષ્યને

પાપી કરી શકે છે. તે તમને નકામું દુઃખ ઉત્પન્ન કરે છે તેટલે અંશે મૂર્ખાઈ ભરેલું છે, અને જે કેટલાંક પાપોને દુનિયામાં સારાં કૃત્ય તરીકે ગણવામાં આવે છે તે કરવા તરફ મનુષ્યનું ધ્યાન તે ખેંચે છે તેટલે અંશે તે ભયકર્ત્તા છે.

૩૦. આત્માના આવેશ અને વૃત્તિઓના યોગ્ય નિયંત્રણ માટે ઉપયોગી બીજો સદ્ગુણ **નમ્રતા** છે.

૩૧. અધીરીઆપણું અને ક્રોધ એ બેનાં દુઃખદાયક પરિણામોના વિચારથી સ્પષ્ટ માલૂમ પડે છે કે ફક્ત નમ્ર માણસોને જ દુનિયામાં ખરૂં સુખ છે.

૩૨. આ જ વિષયને સારૂ અગત્યનો ત્રીજો સદ્ગુણ **વિચાર કરવાની ટેવ** છે. એનો અર્થ એ થાય છે કે કંઈ પણ કામ કરતાં પહેલાં તેની યોગ્યતાની પરીક્ષા કરવી તે, અથવા કદી થઈ ગયું તો પછી ફરીથી તેવું ન થાય એ યાદ રાખવાની તથા પસ્તાવો કરવાની ટેવ હોવી તે.

૩૩. આજ વિષયને સારૂ **સંતોષ** એ ચોથો અગત્યનો સદ્ગુણ છે.

૩૪. પરમેશ્વરે મૂકેલી સ્થિતિમાં સુખથી રહેવું તથા સત્તાલોભ, વસુલોભ અને ઈર્ષાથી દૂર રહેવું તેને સંતોષ કહેવાયછે.

૩૫. એ જ વિષયમાં અગત્યનો પાંચમો સદ્ગુણ

માનસિકશ્રમ છે, અને તે માનસિક જાગૃતિ અને માનસિક ઉદ્યોગ એ બેનો બનેલો છે.

૩૬. માનસિક જાગૃતિથી આત્મા પાપમાં પડતો બચે છે અને માનસિક ઉદ્યોગથી આત્મા ઉન્નતિને માર્ગે પ્રવર્તે છે, અને તેથી પરોપકારનાં તથા અગત્યનાં કામ તરફ તેનું વલણ થાય છે.

## ભાગ ૨ જો.

### શરીરસંયુક્ત તૃષ્ણાઓની પૂર્તિમાં નિયમ રાખવા સંબંધી.

૩૭. આ વિષયને લાગુ પડતો પ્રથમ સદ્ગુણ શુદ્ધતા છે.

૩૮. વ્યભિચાર તથા સર્વ જાતની અપવિત્રતાથી દૂર રહેવામાં શુદ્ધતાનો સમાવેશ થાય છે. વળી, ખાસ શુદ્ધતા રાખવા માટે આંખ, જીભ અને કલ્પના એ સર્વ સંબંધી જાગૃત રહેવાની જરૂર છે.

૩૯. આ સદ્ગુણ મેળવવાને માટે વિકારોને પ્રારંભમાંજ કાઢી નાખવા જોઇએ, કુસંગતિથી દૂર રહેવું જોઇએ અને કંઇ અગત્યના ધંધામાં શ્રમ લઇને મન ચોંટાડવું જોઇએ.

૪૦. આ વિષયનો ઉપયોગી બીજો સદ્ગુણ નિયમિતતા છે. ખાનમાં, પાનમાં, ઉંઘમાં તથા કપડાંમાં નિયમ રાખવો એ આના પેટા ભાગ છે.

૪૧. મનુષ્યે ખાવા સંબંધી કુટેવો પાડવી નહિ, પણ

તબિયત અને તેના કલ્યાણ સારૂ ખાવામાં નિયમ રાખવો જોઈએ.

૪૩. શરીરને આરામ આપવાને માટે ઈશ્વરે ઉંઘ લેવા-નું મનુષ્યને ફરમાવેલું છે. પણ તે કામ સરે તેટલી વાર જ ઉંઘ લેવી જોઇએ વધારે નહિ.

૪૪. મનુષ્યે જે જે ગમ્મતો યોગ્ય છે તેનોજ આશ્રય લેવો જોઈએ; અને તે પણ તન અને મન બન્નેને બીજાં અગત્યનાં કામ કરવાને તૈયાર કરવામાં મદદ કરે તેટલો જ.

૪૫. મનુષ્યને પોતાના ધંધાને શોભે તેવાં કપડાં જોઇએ ઘરેણાં તથા શોભીતાં લુગડાંમાં નકામું ખર્ચ ન કરવું જોઇએ.

## ત્રીજો પરિચ્છેદ.

### મનુષ્યના જાતિબંધુપ્રત્યે ધર્મ.

૪૬. મનુષ્યના જાતિબંધુપ્રત્યેના ધર્મમા બે મોટા વિભાગ પાડી શકાય: એક ન્યાયવૃત્તિ અને બીજો પરોપકાર.

### વિભાગ ૧.

### ન્યાયવૃત્તિ.

૪૭. ન્યાયવૃત્તિ એ શિરોનામ તળે આવતા ધર્મ બે પ્રકારના છે. પ્રથમ તો અન્યાયનિવૃત્તિ અને ન્યાયપ્રવૃત્તિ.

પ્રથમ પ્રકાર પ્રમાણે કોઇને નુકશાન અથવા કોઇનું ખોટું ન કરવું જોઇએ, અને બીજા પ્રકાર પ્રમાણે હરેકની તરફ સત્યાનુસાર વર્ત્તવું જોઇએ.

## પ્રકાર ૧– અન્યાયનિવૃત્તિ.

૪૮. આપણે હાથે થઈ શકે એવું કોઈપણ પ્રકારનું નુકસાન આપણે આપણા જાતિભાઇને ન કરવું એ આ અન્યાયનિવૃત્તિનું મુખ્ય કાર્ય છે. આપણે જાતિ બંધુને ચાર રીતે નુકસાન કરી શકીએ. એક તો તેમના આત્માને નુકસાન; બીજું તેમના શરીરને નુકસાન; ત્રીજું તેમનાં માલમિલકતને નુકસાન અને ચોથું તેમની કીર્ત્તિને નુકસાન.

## રીત ૧–આત્માને નુકસાન.

૪૯. પોતાની ઇર્ષ્યાથી પારકાને નિરર્થક દુઃખ અનુભવવું પડે તેવી રીતે તેની લાગણી દુઃખવી મનુષ્ય તેના આત્માને નુકસાન કરી શકે; અને કોઈ માણસ પરમેશ્વરથી બીતો રહી શુદ્ધ રસ્તે ચાલતો હોય તેને કંઈ ખોટું કામ કરવા સારૂ હુકમ કરવાથી, સમજાવવાથી, લલચાવવાથી અથવા સહાય કર્યાથી મનુષ્ય તેના આત્માને વળી નુકસાન કરી શકે. જે જે કાર્યને ન્યાયી પ્રભુ શિક્ષાપાત્ર ગણે તેવાં કાર્ય કરવાને ઉપરના કોઇપણ કારણથી જ્યારે કોઈ મનુષ્યને દોરવામાં આવે ત્યારે તેના આત્માને પરમ દુઃખ થાય છે.

૫૦. કેટલીક આડકતરી રીતે જેવી કે પોતે એક ખોટું કામ કરે અને તેથી બીજા તેવાં કામ કરવા તરફ વૃત્તિ કરેં તેથી, અથવા પારકાનાં પાપી કૃત્ય વખાણવાથી અથવા તેને માટે ઠપકો ન આપવાથી અથવા બીજાં મનુષ્યો પોતાના ધર્મ બજાવતાં વિમુખ થાય એવી રીતે સદ્ગુણી મનુષ્યોની સખ્ત નિંદા કરવાથી પણ આ અન્યાયનિવૃત્તિની વિરુદ્ધ માણસ વર્તન કરી શકે.

૫૧. જેઓએ પારકાને આવી રીતે નુકસાન કર્યું હોય તેઓએ પોતે કરેલાં કુકૃત્યોની છાપ ધોવાઈ જાય એવાં સુકૃત્યો કરી તેનો બદલો આપવો ઉચિત છે.

## રીત ૨–શરીરને નુકસાન.

૫૨. અન્યાયનિવૃત્તિ. મનુષ્યથી પારકાંને થતાં જે શારીરિક નુકસાનોની મના કરે છે તેમાંનું પ્રથમ ખૂન છે; પછી તે હથિયાર વાપરીને કર્યું હોય અથવા કંઈ ખાવાનું કે પીવાનું ઝેર મેળવીને આપણે હાથે અથવા કોઈ બીજાને હાથે તેને આપી અપાવી તેથી તેના પ્રાણની હત્યા કરી હોય. ઉપરની જ રીતે થતાં નુકસાનોમાંનું બીજું ગેરવાજબી રીતે કોઇને મારવું, તેના શરીરને ખોડ આણવી અથવા ઘા કરવો તે છે. એજ પ્રકારનું ત્રીજું નુકસાન બે મનુષ્યો વચ્ચે એવા કજીઆ કરાવવા કે જેથી પરિણામે ખૂન આવે

તે, અથવા જેથી મનુષ્યોની જીંદગી ટુંકી થાય એવાં કામ કરવામાં તેમને ફસાવવા તે છે.

રીત ૩—માલમિલકતને નુકસાન.

૫૩. મનુષ્ય પારકાને માલમિલકત સંબંધી જે નુકસાન કરી શકે તેમાંનું પ્રથમ વ્યભિચાર. એક સ્ત્રીનાં તેના પ્રત્યેનાં પ્રેમ અને ભક્તિ ઝૂટવી લેવાં તે છે. આ નુકસાનનો કોઇ પણ રીતે બદલો વાળી શકાતો નથી, એટલે આ મથાળા નીચે આવતાં સઘળાં નુકસાનોમાં એ મોટામાં મોટું છે.

૫૪. જેને ખરી રીતે માલમિલકત કહેવામાં આવે છે તે પોતાને ફાયદો થાય અથવા ન થાય તેના વિચાર વિના ઇર્ષ્યાથી અથવા તે પોતાને જ મળે એવા લોભથી પારકાનાં હોવા છતાં ગેરવાજબી રીતે ખુંચવી લેવાં તે આ મથાળા નીચે આવતું બીજું નુકસાન છે.

૫૫. લોભથી પારકાની મિલકત પડાવી લેવાના નીચે પ્રમાણે પ્રકાર છે:—

૧. જુલમ—જયાં શક્તિવાન પુરૂષ નબળા પાતળાને નુકસાન કરે તે;—

૨. ચોરી—એના બે પ્રકાર છે. અ. પારકાનું દેવું ન આપવું અથવા કહેલી વસ્તુ ન આપી વચન ભંગ કરવું તે,

પાર કાની કોઈ પણ ચીજનું છુપી રીતે હરણ કરી લેવું, એટલે કે પ્રત્યેક ન્યાયી રાજ્યમાં ગુન્હા તરિકે ગણાએલી ચોરી કરવી તે; અને

૩. છેતરવું, પછી તે વિશ્વાસમાં અથવા વ્યવહારમાં.

૫૯. પારકાની મિલકત ઉપર ખોટો હક્ક ઉઠાવી, પછી લાંચથી અથવા જૂઠા પુરાવાથી પોતાના પક્ષનું હુકમનામું મેળવવું, અર્થાત્ કાયદાને જુલમનું હથિયાર બનાવવું-એ જુલમની ખરાબ રીત છે. આવી રીતે મુખ્ય જુલમ કરનાર હોય છે તે એકલો જ નહિ પણ તેના બીજા બધા સહાયકો પણ પક્કા ચોર થાય છે. જ્યારે પારકાની મુશ્કેલીઓને તેમના પર જુલમ કરવાનું સાધન બનાવવામાં આવે છે ત્યારે તે પણ જુલમની એક બીજી ખરાબ રીત થાય છે. ઉધાર લેનારની મુશ્કેલીના વખતે જે કાંધીઆઓ ખોટાં ખાતાં પડાવી લે છે તેમનો તથા જે શ્રીમંત જાગીરદારો તથા વસુલાત ઉઘરાવનાર અમલદારો ગરીબ ખેડુતો પાસેથી લેવાય તેટલું લે છે તેમનો આ મથાળા નીચે સમાવેશ થાય છે. અને જેમના પર જુલમ થયો હોય તે જેમ વધારે ગરીબ તેમ તેમના ઉપર જુલમ કરનારનો ગુન્હો મોટો સમજવો. આથી જ વિધવા અને અનાથ બાળકોના ઉપર કરેલો જુલમ પરમેશ્વરની આંખમાં મોટામાં મોટું પાપ છે.

૫૭. જેમને ઉપરી અથવા શેઠની ભણીથી તેમને માટે આપલે કરવાનો, તેમના માલ વેચવાનો અથવા કોઈ પણ રીતે તેમને ફાયદો થાય એવાં કાર્યં કરવાનો અધિકાર આપેલો હોય તેવા સરકારી અગર ખાનગી નોકરો પોતાને માટે કામ કરતાં જેવા પ્રમાણિકપણે વર્તે તેવી રીતે ન વર્તે, પોતાના તાબાનો માલ ખુએ, બગાડે કે તે ઉપર હલાલી ખાય અથવા પોતાનો ધર્મ બજાવવામાં કસૂર કરે તેઓ વિશ્વાસઘાતી બનીને આ મથાળા નીચે દર્શાવેલા છેતરવાના પાપમાં પડે છે.

૫૮. વ્યવહારની બાબતમાં ખોટી રીતે સમજાવીને નઠારાને સારૂં ગણાવવું, અથવા બહારથી ભપકો કરી અંદરથી નઠારો માલ વેચવો કે ખોટાં વજનથી વેપાર કરવો અથવા ખરીદનારના અજ્ઞાનનો લાભ લઈ માલની કિંમત ખૂબ પડાવવી એ રીતનું છેતરવું વેચનારને અણછાજતું છે, અને વેચનારની ભૂલ, અજ્ઞાન અથવા મુશ્કેલીનો લાભ લઈને છેતરવું તે ખરીદનારને અણઘટતું છે, તેથી અહિં તે સઘળાંની મના કરવામાં આવે છે.

૫૯. જેઓએ ઉપરની કોઇ પણ રીતે પારકાને નુકસાન કર્યું હોય તેમણે તેને બદલો આપીને જેમ ઈશ્વરપ્રત્યે વર્તણુક રાખે એવી રીતે તેમની તરફ ભવિષ્યમાં વર્તવું જોઈએ.

## રીત ૪-કીર્ત્તિને નુકસાન.

૬૦ મનુષ્યે પારકાની શુદ્ધ આબરૂની મશ્કરી કરીને, તેનો ધિક્કાર કરીને, કે તે વિરુદ્ધ ખોટા ગપાટા ચલાવીને તેની કીર્ત્તિને નુકસાન કરવાની અત્રે મના કરવામાં આવે છે.

૬૧. અન્યાયનિવૃત્તિથી ઉત્પન્ન થએલા સઘળા નિષેધો કલ્પના, તૃષ્ણા તથા વર્ત્તનને લાગુ પડે છે. આપણે ઉપર બતાવેલું કોઇ નુકસાન પારકાને કરવું નહિ તો નહિ, પણ મનમાં ઇચ્છવું પણ નહિ, અને કોઇને કદી નુકસાન થાય તો રાજી થવું નહિ.

### પ્રકાર ૨—ન્યાયપ્રવૃત્તિ.

૬૨. દરેક તરફ સત્યાનુસાર વર્ત્તવું એને ન્યાયપ્રવૃત્તિ કહેવામાં આવે છે.

૬૩. આના બે ભાગ છે. એક તો સમસ્ત મનુષ્ય પ્રત્યે ધર્મ અને બીજો સગાંસંબંધી પ્રત્યે ધર્મ.

૬૪. પ્રથમ ભાગના ધર્મમાં પ્રથમ મૂકવા લાયક સત્ય છે, કેમકે તે પ્રમાણે હમેશ વર્તવાની આપણી ફરજ છે.

૬૫. સત્યને પારકા પ્રત્યે ધર્મમાં મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે તેનું કારણ એ છે કે, મનુષ્યને તેના જાતિબંધુ સાથે વ્યવહારને માટેજ પ્રભુએ વાચા આપી છે અને તેથી જો તે વાચાનો છેતરવામાં ઉપયોગ કરે તો પ્રભુની

એક ઉત્તમ બક્ષિસનો ગેર ઉપયોગ કર્યાનું પાપ લાગે. વળી બીજું કારણ એ છે કે, વચન ઉપર કોઈ પણ રીતનો ભરોસો રાખી ન શકે તો પછી જન-જૂઠ સમસ્ત જનમંડળના ટુકડે ટુકડા કરી નાંખે છે. જો મનુષ્ય પોતાના જાતિભાઇના વચન ઉપર કોઇપણ રીતનો ભરોસો રાખી ન શકે તો પછી જન-સમાજના સઘળાં કાયદા નિરર્થક છે અને જનસમાજ પણ પછી નાશ પામવાનો જ.

૬૬. સર્વ મનુષ્ય પ્રત્યેનો આ મથાળા નીચેનો બીજો ધર્મ વિવેક છે.

૬૭. આ મથાળા નીચેનો ત્રીજો ધર્મ સર્વની તરફ નમ્રતા-ધીરજ અને માયાળુપણું-છે; તેથી ગુસ્સો કાબુમાં રખાય છે અને તેનાં અનિષ્ટ પરિણામો દૂર કરી શકાય છે.

**સંબંધી પ્રત્યેના મનુષ્યના ધર્મ ત્રણ પ્રકારના** છે. એક તો જેઓ આપણાથી ઉચ્ચ સ્થિતિના હોય તેમના પ્રત્યે ધર્મ, જેવા કે તેમને માટે માન, ઇર્ષ્યા ન કરવી, નિંદા ન કરવી વગેરે. બીજું જેઓ આપણાથી ઉતરતી પંક્તિના છે તેમના પ્રત્યે ધર્મ, જેવા કે અભણને વિદ્યાદાન દેવું, દુઃખીને દિલાસો આપવો, નિરપરાધીઓનું રક્ષણ કરવું, ગરીબને દુઃખથી મુક્ત કરવા વગેરે; અને બીજું મનુષ્યના સાધારણ

ધર્મ. તેના નીચે પ્રમાણે પેટા ભાગ પાડવામાં આવે છે. अ. છોકરાંના માબાપપ્રત્યે અને માબાપના છોકરાં પ્રત્યે ધર્મ; ब. શિષ્યના ગુરુપ્રત્યે અને ગુરુના શિષ્ય પ્રત્યે ધર્મ; क પ્રજાના રાજાપ્રત્યે અને રાજાના પ્રજાપ્રત્યે ધર્મ;ड. ચાકરના શેઠપ્રત્યે અને શેઠના ચાકર પ્રત્યે ધર્મ; इ. દંપતિના પરસ્પર ધર્મ; फ મિત્રના પરસ્પર ધર્મ; અને ग. જેના ઉપર ઉપકાર થયો હોય તેના ઉપકારકર્ત્તા પ્રત્યે ધર્મ.

૬૯. છોકરાંના માબાપપ્રત્યે ધર્મ નીચે પ્રમાણે છે: ૧. નમ્ર અને માનયુક્ત વર્ત્તણુક; ૨. તે રાજી થાય એવાં સઘળાં કામ સત્વર કરીને અને તે નારાજી થાય એવાં કૃત્યથી સંભાળથી દૂર રહીને બતાવેલો પ્રેમ; ૩. તેમની વાજબી આજ્ઞાઓને-પછી તે ગમે તેવી પરુષ અથવા નકામી લાગે તોપણ-આધીન થવું; અને ૪. મુશ્કેલીમાં સહાયતા કરવી અને ઘડપણમાં તેમની ચાકરી કરવી.

૭૦. માબાપના છોકરાં પ્રત્યે ધર્મ નીચે પ્રમાણે છે: ૧. બચપણમાં સંભળ લેવી અને આશ્રય આપવો; ૨. તેમની સ્થિતિને યોગ્ય કેળવણી આપવી અને સદ્ગુણ તરફ તેમનું વલણ વાળવું; ૩. તેમનાં છોકરાંને તેમના ભરણપોષણને માટે ઉપયોગી રસ્તો શીખવવો; અને ૪. છોકરાંને પોતે સારી રીતે ચાલી સારો દાખલો આપવો.

૭૧. **શિષ્યના ગુરુપ્રત્યે ધર્મ નીચે પ્રમાણે છે.** ૧. સાલસપણું; ૨. અભ્યાસમાં શ્રમ લેવો તે; ૩. આજ્ઞાંકિતતા અને ગુરુનું માન રાખવું તે; અને ૪. જ્ઞાન તથા સદ્ગુણનાં ઉત્તમ તત્ત્વો શીખવ્યા બદ્દલ તેમના ઉપકારી રહેવું તે.

૭૨. **ગુરુના શિષ્યપ્રત્યે ધર્મ નીચે પ્રમાણે છે:** ૧. શિક્ષણ આપવામાં શ્રમ અને ખંત લેવાં તે; ૨. કુકૃત્યથી દૂર રહેવું તે; અને ૩. શિષ્યોને સદ્ગુણ તરફ દોરવા તે.

૭૩. **પ્રજાના રાજાપ્રત્યે ધર્મ નીચે પ્રમાણે છે:** ૧ ઘટિત માન રાખવું; ૨. વાજબી કર ભરવા; અને ૩. તેમના વાજબી હુકમને અને દેશના કાયદાને આધીન થવું.

૭૪. **રાજાના પ્રજાપ્રત્યે ધર્મ નીચે પ્રમાણે છે:** ૧. તેમના જાનમાલ તથા હક્કનું રક્ષણ કરવું; ૨. કુકૃત્ય કરનારને સજા કરવી; અને ૩. સુકૃત્ય કરનારનો બચાવ કરવો.

૭૫. **ચાકરના શેઠ પ્રત્યે ધર્મ નીચે પ્રમાણે છે:** ૧. આજ્ઞાંકતતા; ૨. શેઠ જુએ અથવા ન જુએ તોપણ પોતાને સોંપેલાં કામ ઝડપથી અને કાળજીથી બજાવવાં અને શેઠના માલનું રક્ષણ કરવું તે, અર્થાત્ નિમકહલાલપણું; ૩. શ્રમ લેવો તે; અને ૪. ઠપકા અને ગુન્હાના સુધારા બદ્દલ કહેલાં વચન ધીરજથી ખમવાં તે.

૭૬. **શેઠના ચાકર પ્રત્યે ધર્મ** નીચે પ્રમાણે છેઃ ૧. મુકરર કરેલે વખતે અને વાજબી રીતે પગાર ચૂકવવા તે; અને ૨. માયાળુપણું, સારાં કામ કરવામાં ઉત્તેજન અને તેમને સારો બદલો આપવો તે.

૭૭. **દંપતિના પરસ્પર ધર્મ** નીચે પ્રમાણે છેઃ ૧ પરસ્પર પ્રેમ; અને ૨. પુરુષનો ધર્મ તેની સ્ત્રીનું રક્ષણ કરવું તે છે અને સ્ત્રીનો ધર્મ પતિની સહાયક થઇને રહેવું તે છે.

૭૮. **મિત્રોના પરસ્પર ધર્મ** નીચે પ્રમાણે છેઃ ૧ સઘળી છૂપી અને ભરોસાદાર વાતોમાં નિમકહલાલ રહેવું તે; અને ૨. મુશ્કેલીમાં સહાયતા કરવી, સંકટમાં સલાહ આપવી, દુઃખમાં ધીરજ આપવી. નઠારાં કૃત્ય સુધારવાને ઉપદેશ કરવો અને મિત્રતામાં દૃઢતા રાખવી તે.

૭૯. જેના ઉપર ઉપકાર થયો હોય તેણે તેના ઉપર ઉપકાર કરનારનો હમેશાં આભાર માનવો જોઈએ, કે તેની મમતા હમેશ સ્વીકારવી જોઈએ અને યથાશક્તિ તેનો બદલો વાળવો જોઇએ. વળી જેઓ ફક્ત સ્નેહની જ ખાતર આપણી ભૂલો સુધારવા ઉપદેશ આપે તેમનો પણ પકાર માનવો જોઇએ.

---

## વિભાગ ૨.

### પરોપકાર.

૮૦. પરોપકાર એ વિષયમાં સમાતા ધર્મના આ પ્રમાણે ભાગ પાડવામાં આવે છેઃ પ્રથમ પરોપકારી વૃત્તિઓ અને બીજું પરોપકારી કૃત્યો. પારકાના કલ્યાણની વૃદ્ધિ થાય એમ ઇચ્છવામાં પરોપકારી વૃત્તિઓનો અને તેની ખરેખર વૃદ્ધિ કરવામાં પરોપકારી કૃત્યોનો સમાવેશ થાય છે.

૮૧. પરોપકારી વૃત્તિ મનને શાંત અને વિનયી કરે છે, બીજાનાં દુઃખ જોઇને મનમાં દયાની લાગણી ઉત્પન્ન કરે છે, પારકાની ચઢતી જોઈ રાજી થવાની ટેવ પાડે છે; અને ઈર્ષ્યા, અભિમાન, નિંદા, જૂઠ, આપસ્વાર્થ, દ્વેષ, વેર, વગેરેથી મનનું રક્ષણ કરે છે.

૮૨. પરોપકારી કૃત્ય કરવાની પ્રથમ રીત એ છે કે પારકાના આત્મા ઉપર ઉપકાર કરવો. દુઃખીને ધીરજ આપવાથી, અજ્ઞાનને કેળવણી આપવાથી અને સારાં કૃત્યોને ઉત્તેજવાથી, તે સિદ્ધ થઈ શકે છે.

૮૩. પારકાંના શરીર ઉપર ઉપકાર કરવો તે પરોપકારી કૃત્યની બીજી રીત છે. ભૂખ્યાને ખવાડવાથી, નગ્નને વસ્ત્ર આપવાથી અને યથાશક્તિ પારકાનાં દુઃખ છોડાવવાથી, તે સિદ્ધ કરી શકાય છે.

૮૪. પારકાના જીવની સ્થિતિ સુધારવી એ પરોપકારી કૃત્યની ત્રીજી રીત છે. પારકાની મિલકત રક્ષવા અને સુધારવામાં મિત્રતુલ્ય સહાયતા આપવાથી અને ગરીબને દાન આપવાથી તે સાધિત થઈ શકે છે.

૮૫. પરમેશ્વરે આપણને સારી સ્થિતિમાં મૂકયા તેના પ્રત્યુપકારની ખાતર અને આપણા જાતિબંધુની જરૂરીઆતો પૂરી પાડવાની ઇચ્છાથી ગરીબને દાન આપવું જોઇએ, પણ નહિ કે પારકાને મોંએ વખાણ પામી મિથ્યાભિમાની થવા.

૮૬. ગરીબને દાન ખુશીથી, કચવાતે મને નહિ, યોગ્ય અવસરે, જરૂર હોય ત્યારેજ, ડહાપણથી, લેનારને ઘણુંજ ઉપયોગી થાય તેમ અને ઉદારતાથી આપનારની શક્તિ પ્રમાણે અને લેનારની ગરજ પ્રમાણે આપવું જોઇએ.

૮૭. પારકાનાં માનમર્તબો સાચવવાં એ પરોપકારી કૃત્યની ચોથી રીત છે.

૮૮. કોઇની શુદ્ધતાની આપણી ખાતરી હોય તેના ઉપર ખોટું તહોમત આવતાં તેમાંથી તેને બચાવવાનો બને તેટલો પ્રયત્ન કરવો અને પારકાંનાં છિદ્ર ઢાંકવાં અથવા તે ન બને એમ હોય અથવા તેમ કરવું અયોગ્ય હોય તો માનુષી અસ્થિરતા ઉપર વિચાર કરી યોગ્ય ક્ષમા કરવી તે આ ધર્મનાં અંગ છે.

૮૯. લડતા લોકની વચ્ચે સલાહ કરાવી દેવાના દરેક

પ્રસંગ પકડી લેવા, સલાહશાંતિ રહે તેને માટે પ્રયત્ન કરવા, અને કજીઆકંકાસનાં ઉદ્ભવરૂપ સઘળાં કારણો દૂર કરાવવાં, એમાં પરોપકારી કૃત્યની આપણી લાગણી દર્શનીય કરવી જોઇએ.

૯૦. પરોપકારી વૃત્તિઓ અને પરોપકારી કૃત્યો અનુસાર વર્ત્તનાર બીજાં મનુષ્યો તરફ જ આપણે તેવી રાતે વર્ત્તવું, એટલુંજ નહિ પણ સઘળાં મનુષ્યો—પછી તે આપણા દ્વેષી હોય તોપણ—તે તરફ આપણે તેવી રીતે વર્તવું જોઇએ.

૯૧. વેર લેવું તે કોઈ પણ રીતે વાજબી ગણાતું નથી. પોતાનો ધર્મ બજાવતાં દરેક માણસ કેટલીક વખત ચૂક કરે છે તેનું તેને સંપૂર્ણ ભાન હોવાથી તેણે કેટલી ક્ષમા યાચવી જોઇએ એ વાત યાદ લાવીને પારકાને ક્ષમા કરતાં શીખવું જોઇએ, અને અપકારનો બદલો અપકારથી કદાપિ વાળવો ન જોઇએ.

૯૨. પારકાને આપણે પોતાને ચહાઇએ તેમ ચહાવા, આપણે પ્રત્યુપકારમાં માગીએ તેવો તેમના ઉપર પ્રથમ ઉપકાર કરવો, માબાપને ચહાવાં, માન આપવું ને સહાયતા કરવી, રાજાને અને તેના અધિકારીઓને માન આપવું અને તેમની આજ્ઞા માનવી, ગુરુને આધીન રહેવું, આપણાથી ચઢતી પંક્તિના મનુષ્યો તરફ માનથી વર્ત્તવું, શબ્દ અથવા કર્મથી કોઇને નુકસાન ન કરવું, વ્યવહારમાં સત્ય અને પ્રમાણિક-

પણે ચાલવું, કોઈને માટે દ્વેષ અથવા ધિક્કાર ધરાવવો નહિ, ચોરી કરવાથી હાથ દૂર રાખવા, અપશબ્દો બોલવાથી, જૂઠું બોલવાથી અને નિંદા કરવાથી જીભને દૂર રાખવી, શરીરને નિયમિત, શાંત, અને શુદ્ધ રાખવું, પારકાના માલની બદદાનતથી ઇચ્છા કરવી નહિ, પણ પ્રામાણિક ધંધો શીખવો અને પ્રભુએ નિર્મેલી સ્થિતિમાં સંતોષથી રહી સ્વધર્મ બજાવવા, એ સઘળો આ વિષયનો ઉપસંહાર છે.

## છેવટ.

૯૩. આ જગતમાં કોઈ પણ મનુષ્ય સઘળા ધર્મ બરાબર બજાવી શકતો નથી એટલે કોઈએ ફૂલાઈ જવું નહિ. નમ્રતા રાખવી એ સર્વને માટે યોગ્ય છે, અને જેટલા ધર્મ બજાવી ન શકાય તેને માટે ક્ષમા યાચનાની જરૂર છે.

૯૪ મનુષ્ય પોતાના સઘળા ધમ બજાવવા શક્તિમાન થાય તે સારૂ ઈશ્વરી મદદની ખાસ જરૂર છે અને તેથી તે સહાયતા હરરોજ શુદ્ધ અંતઃકરણથી તેની પ્રાર્થના કરીને પ્રભુ પાસે માગવી જોઇએ.

૯૫. જો આપણે ઈશ્વરની પાસે શુદ્ધ અંતઃકરણથી માગીએ તો તે આપણા ધર્મ આપણને સ્પષ્ટ બતાવે છે અને તે પ્રમાણે ચાલવાની શક્તિ આપે છે. પરમ દયાળુ પ્રભુ સર્વને તે શકિત આપો એ આ લખનારની તેની પાસે નમ્ર યાચના છે. ત ફળીભૂત થાઓ. તથાસ્તુ.